પ્રકાશન નં. ૧૯

# હઝરત ઈમામ મહદી
## (રદિયલ્લાહુ અન્હુ)

## ક્યારે, ક્યાં ? કેવી રીતે જાહેર થશે ?




સંપાદક :

(હઝરત મવલાના મુફતી) મહમૂદ મવલાના સુલયમાન હાફેઝજી બારડોલી
જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ – સિમલક

મૂળ અનુવાદક :

જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સા. (વલસાડ)

સાર સંકલન :

(મુફતી) મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી

પ્રકાશન નં. ૧૯

# હઝરત ઈમામ મહદી

sZlNl<,FC VgCf

## ક્યારે, ક્યાં ? કેવી રીતે
## જાહેર થશે ?



**:: સંપાદક ::**

મુફ્તી મહમૂદ મૌલાના સુલયમાન હાફિઝજી બારડોલી

**મુદર્રિસ : જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ–સિમલક**



✧ મૂળ અનુવાદક :

❑ HGFA VaN,SFINZ OFTLJF,F ;FP sJ, ;F0f

**◆ સાર સંકલન :**

sDOTLf DCdDN;.N DJP D;F VFKMNL

ÝSFXS

જામિઅહ તજવીદુલ કુર્આન, બરચોંકા ઘર
**મુ. પો. સોજીત્રા–૩૮૭ ૨૪૦**
**જિ. આણંદ (ગુજરાત–ઈન્ડિયા)**
DMAFP _)))(*)Z&&5

# સંપાદક (મદ્દ ઝિલ્લહૂ)ના એક બયાનનું ટાંચણ

આપણા ઘણા બધા મુસ્લિમ ભાઈઓ હઝરત મહદી (રદિ.)ની પ્રતિક્ષામાં અમલી સુસ્તીના શિકાર છે કે, હઝરત મહદી (રદિ.) જાહેર થનાર જ છે અને તેઓ આવીને આ ઉમ્મતની તમામ બાહ્ય અને આંતરિક પરિસ્થિતિઓને સુધારશે, દીનને પ્રભુત્વ અપાવશે, એટલા માટે તેમના આગમનની વાટ જોઈને તેઓ ખુદ દીની પ્રયત્નોથી દૂર થઈ રહયા છે, તેમની આ સોચ–વિચાર અને દષ્ટિકોણ સુધારવા લાયક છે.

ખૈરે ઉમ્મત હોવાની હેસિયતે અલ્લાહ તઆલાએ દીનનું નવનિર્માણ, દીનનો પ્રચાર–પ્રસાર, દીનની સુરક્ષા અને અલ્લાહ તઆલાના કલિમાની સરબુલંદીની જે જવાબદારી આપણા ઉપર લાગુ ફરમાવી છે, આપણે તેને સંપૂર્ણ રીતે અંજામ આપીએ, તેમાં કદાપિ કોતાહી ન કરીએ, કોઈ પણ જાતનું આળસ ન વર્તવું જોઈએ. હઝરત મહદી (રદિ.)નું જાહેર થવું જયારે ભાગ્યમાં હશે ત્યારે તેઓનું આગમન થશે અને પોતાનું કામ કરશે, આપણા ભાગ્યમાં હશે તો આપણને પણ તેમનો સહવાસ–સંગાથ નસીબ થશે, ઈન્શા અલ્લાહુ તઆલા.

મૂળ ઉર્દૂનો અનુવાદ–મુહમ્મદસઈદ આછોદી



| | | |
|---|---|---|
| ISTFAG GFD | 0 | હઝરત ઈમામ મહદી (રદિ.) |
| ÝSFXG GP | 0 | ૧૯ |
| ; 5FNS | 0 | મુફતી મહમૂદ મવ. સુલયમાન હાફિઝજી–બારડોલી |
| D/ VGJFNS | 0 | અલ્હાજ અબ્દુલ કાદિર ફાતીવાલા |
| ;FZ; S,G | 0 | (મુફતી) મુહમ્મદસઈદ મવ. મૂસા આછોદી |
| VFJI¿ | 0 | (સાર સંકલન સહિત) ત્રીજી |
| ÝT | 0 | ૧૦૦૦ |
| ÝSFXG JQF | 0 | ૧૪૩૪ / ૨૦૧૩ |
| D<I | 0 | |





## ✦ ÝFI%T:YFGM ✦

❑ પ્રકાશન વિભાગ, સોજીત્રા : ૯૯૯૮૭ ૯૨૬૬૫

❑ જામિઅહ દારુલ એહસાન, બારડોલી–નવાપુર : ૦૯૩૭૭૦ ૧૩૮૨૮

❑ જામિઅહ દારુલ એહસાન, નવાપુર : ૯૯૦૪૦ ૭૪૪૬૮

❑ ઈદાર–એ–સિદ્દીક, ડાભેલ–સીમલક :૯૯૧૩૩ ૧૯૧૯

❑ બળી મસ્જિદ મોમનાવાડ, સલાબતપુરા–સુરત : ૯૯૭૯૫ ૮૨૨૧૨



# અનુક્રમણિકા

# કંઈક ત્રીજા એડિશન વિશે

V<CdN I,<,FIC J SOF J ;,FDG V,F .AFINIC<,hLv G:TOF4 VdDF AFcN ¦

અલ્લાહના અપાર એહસાન અને ફઝલથી મુજ નાચીઝની નાનકડી ઉર્દૂ કિતાબ 'ઝુહૂરે મહદી, કબ ? કહાં ? કિસ તરહ ?'ને લોકોમાં બહોળી લોકપ્રિયતા મળી અને એક જ વરસમાં એના બે એડિશન પ્રકાશિત થયાં.

ગુજરાતને અનુલક્ષીને ઘણા લોકોએ મારાથી માંગણી કરી કે, એનો ગુજરાતી અનુવાદ કરવામાં આવે, જેથી ગુજરાતી મુસ્લિમવર્ગ પણ હઝરત મહદી (રદિ.) વિશેના અકીદા બાબત સાચી હકીકતથી વાકેફ થાય અને ખોટી માહિતી તેમજ ખોટા અકીદાઓથી દૂર રહે.

ઉપરોક્ત જરૂરતને અનુલક્ષીને ગુજરાતી અનુવાદ માટે HGFA VaN, SFINZ OFTLJF,F ;FCA sNFPAPfને વિનંતી કરી, જે તેમણે સહર્ષ સ્વીકારી અને ઘણી જ સુંદર રીતે, સરળ ભાષામાં ગુજરાતી અનુવાદ કરી આપ્યો. અલ્લાહ તબારક વ તઆલા એમની અને એમના સહયોગી HGFA DJ,FGF DCdDN IG; DgXL O,FCL ;FPની ખિદમત અને મહેનતને કબૂલ ફરમાવે અને દારૈનમાં બેહતરીન બદલો ઈનાયત ફરમાવે, આમીન.

ત્યાર પછી જયારે કિતાબ છપાઈને માર્કેટમાં આવી તો જ્ઞાનપિપાસુ, વાંચનભૂખ્યા અને સાહિત્યરસિક વાચકોને ભારે ઘેલું લાગ્યું અને અસંખ્ય વાચકોએ સહૃદયે વધાવી લીધી અને તેઓને

ભાવી ગઈ. પ્રચંડ લોકચાહના, ભાવભીનો લોકઆવકાર અને ઉમળાકાભર્યા વધામણાએ જોતજોતામાં ગુજરાતી પ્રતોના બે એડિશન પણ પૂરા કરી દીધા અને સેલફોનની ઘંટડી રણકવાનું બંધ જ ન થવા દીધું અને લોકોનો કિતાબની પ્રાપ્તિનો ઉત્સાહ વધવા જ લાગ્યો. તદુપરાંત, હઝરત મહદી (રદિ.) વિશે લોકોમાં ગલત અને પાયાહિન વાતોનું પરિભ્રમણ અમુક ઈલાકાઓમાં થવા લાગ્યું તો ત્યાંના રહેવાસીઓએ પણ લોકોની મૂંઝવણના નિરાકરણ માટે ખૂબ જ માંગણી કરી, પણ કરું શું ?..... અતિ વ્યસ્ત જીવન અને ''ખુત્બાતે મહમૂદ''ના પ્રકાશનના કારણે આ બાજુ ધ્યાન કેન્દ્રિત ન કરી શક્યો. હવે બિ–હમ્દિલ્લાહ અલ્લાહ તઆલાના બંદાઓના ઉત્સાહવર્ધક સંદેશાઓ પર અમુક વાતોના વધારા સાથે અને અગાઉ આવૃત્તિમાંથી અમુક ઈલ્મી અને સુક્ષ્મ વાતો જે સામાન્ય મુસ્લિમો માટે સમજથી દૂર લાગતી હતી તેને વાચકોના મંતવ્ય અને અભિપ્રાયથી કાઢી કિતાબનું સાર સંકલન રજૂ કર્યું છે.

કેમ કરીને ભૂલી શકાય ખંતીલા નવયુવાન આલિમે દીન અને ગુજરાતી સાહિત્યના આકાશના ઉગતા સિતારા નવયુવાન વિદ્વાન DJ,FGF DOTL DCdDN;>N sDJPf D;F VFKMNL ;FP sDP lhPfને કે જેઓએ કિતાબના સાર સંકલનની જવાબદારી (પોતાની અધ્યાપનની પુષ્કળ જવાબદારી અને બીજા કૌમી–મિલ્લી કાર્યોમાં કાર્યરત્ હોવા છતાં પોતાનો અમૂલ્ય સમય ફાળવીને) કબૂલ ફરમાવી, ખૂબ જ ચીવટપૂર્વક કામ અંજામ આપ્યું. અલ્લાહ તઆલા એમની અને એમના વાલિદ સાહેબની સેવાઓને કબૂલ ફરમાવે અને બદનઝરી અને ફિત્નાઓથી સુરક્ષિત રાખે. આમીન, યા રબ્બલ આલમીન !

DCDN DJP ;|,IDFG AFZOM,L

ગુફિર લહૂ વ લિવાલિદયહિ

IAI:D< , FICZCDFIGZCLD

# મુબારક અભિપ્રાય

ChZT VSN; DOTL VCDN ;FCA BFG5ZL sNFPAPf

*શયખુલ હદીસ અને સદર મુફતી : જામિઅહ, ડાભેલ*

કયામત કયારે આવશે ? તેનો સાચો સમય અલ્લાહ તઆલા સિવાય કોઈને ખબર નથી. હદીસે જિબ્રઈલ અલયહિસ્સલામમાં છે કે,

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામએ પૂછયું કે,

"કયામત કયારે આવશે ?"

તો એના જવાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું,

"કયામત વિશે જેને પૂછવામાં આવી રહયું છે તે પૂછનાર કરતાં વધારે જાણતો નથી."

અર્થાત્ : મને પણ આપની જેમ કયામતના સાચા સમયની ખબર નથી.

અલબત્ત, કુર્આન અને હદીસમાં કયામતની કેટલીક અલામતો અને નિશાનીઓ બતાવવામાં આવી છે. જેને ઉલમાએ 'અલામાતે સુગરા' (નાની નિશાનીઓ) અને 'અલામાતે કુબ્રા' (મોટી નિશાનીઓ) એમ બે ભાગોમાં વહેંચી છે.

'અલામાતે કુબરા' (મોટી નિશાનીઓ)માં સૌથી પહેલી નિશાની (હઝરત) મહદી (રદિ.)નું જાહેર થવું બતાવવામાં આવે છે.

આમ તો અરબી ભાષામાં 'મહદી' હિદાયત પામેલ વ્યક્તિને કહે છે. આ અર્થના લિહાઝથી ઘણા મહદી થઈ ચૂકયા છે અને થશે; પરંતુ કયામતની અલામતના તૌર પર જે મહદીના જાહેર થવાને બતાવવામાં આવ્યું છે તે એક વિશિષ્ટ વ્યક્તિ છે, જેની ઘણી વિગતો વિવિધ હદીસોમાં વારિદ થઈ છે.

હદીસ શરીફમાં ઉલ્લેખિત આ હઝરત મહદી (રદિ.)ના વ્યક્તિત્ત્વ વિશે (વિદ્વાનો) જુના જમાનાથી લખતા આવ્યા છે અને જેમ જેમ કયામત નજીક થતી જાય છે અને મુસલમાનો આખી દુનિયામાં વિવિધ કસોટીઓ અને મુસીબતોમાં શિકાર થતા જાય છે, તેમ કુદરતી રીતે તેમનામાં કથિત મહદીના આગમનની તલબ (ઝંખના) વધતી જાય છે.

મુસલમાનોની એ જ આંતરિક કેફિયતો અને લાગણીઓને નજર સમક્ષ રાખીને ઘણા લોકો કથિત મહદીના આગમન અને જાહેર થવાના સિલસિલામાં ઢંગધડા વગરની વાતો પણ ફેલાવતા રહે છે. આવા સંજોગોમાં જરૂરી હતું કે લોકોને કથિત મહદી વિશે વિશ્વસનીય રિવાયતોથી આગાહ–માહિતગાર કરવામાં આવે.

જેથી અઝીઝમ મુકર્રમ DF ,FGF DOTL DCDN AFZOM ,JL ;FCA ;< ,DC *(ઉસ્તાદ : જામિઅહ ઈસ્લામિયહ–ડાભેલ)*એ હદીસ અને હદીસની શરહો (વિવરણો) ઉપરાંત આ વિષયમાં અગાઉ લખાયેલી કિતાબોને ઉથલાવીને એક લેખ તૈયાર કર્યો છે, જે ઈન્શા અલ્લાહુ તઆલા ફાયદાકારક અને માર્ગદર્શક સાબિત થવાની ઉમ્મીદ છે.

અલ્લાહ તબારક વ તઆલા અઝીઝમ મૌસૂફની આ કોશિશને હુસ્ને કબૂલ અતા ફરમાવે. આમીન, યા રબ્બલ આલમીન !

**અહમદ ખાનપૂરી**

*૬, ઝૂલ કઅદહ–૧૪૨૭ હિજરી*

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# આરંભિક વાતો

હઝરત અલ્લામા સિફારીની (રહ.) ફરમાવે છે : ''કયામતની સૌથી નજીકની અને પ્રાથમિક નિશાનીઓમાં અલ ઈમામુલ મુકતદા, ખાતમુલ અઈમ્મહ મુહમ્મદ મહદીનું જાહેર થવું છે.'' (લવામિઉલ અનવારિલ બહિય્યહ)

સારાંશ કે મહદીનું જાહેર થવું એક એવી હકીકત છે કે, તેના ઈનકારનું કોઈ કારણ નથી. લગભગ પાંચ વરસ પહેલાં માદરે ઈલ્મી 'જામિઅહ ઈસ્લામિય્યહ તા'લીમુદ્દીન ડાભેલ–સિમલક'ના ટ્રસ્ટીમંડળના સભ્યો દ્વારા જામિઅહમાં ''શો'બએ તહફ્ફુઝે શરીઅત'' સ્થાપવાનો નિર્ણય કરવામાં આવ્યો.

મજકૂર વિભાગ તરફથી આ બંદાના ઝિમ્મે 'ઈહતિસાબે કાદયાનિયત' (કાદયાનિયતની સમીક્ષા અને સમાલોચના)નો વિષય આવ્યો. મિરઝા કાદયાનીના દા'વાઓમાંથી એક દા'વો (પોતે) મહદી અને મસીહ હોવાનો પણ છે. હઝરત મહદી (રદિ.) અને મસીહ (અલૈ.)ના વિશે જે વાતો હદીસોમાં આવી છે, તેમાંથી કોઈ પણ વાત મિરઝા કાદયાનીમાં કોઈ પણ રીતે જોવામાં આવતી નથી; બલકે મિરઝા કાદયાની એક શરીફ ઈન્સાન પણ હોઈ શકતો નથી. તો સાથે જ દિલમાં આ વાત પણ આવી કે હઝરત મહદી (રદિ.) વિશેની વાતોને અલગ એકત્રિત કરીને ઉમ્મતે મુહમ્મદિય્યાની સેવામાં રજૂ કરવામાં આવે. એટલે એ જ હેતુથી કોશિશ કરવામાં આવી કે સાચી અને મજબૂત વાતોને એકત્રિત કરવામાં આવે અને કમજોર વાતોની તરફ પણ નિર્દેશ કરી દેવામાં આવે.

હઝરત મહદી (રદિ.) વિશે ઘણી વાતો આપણા વર્ગમાં પણ ગલત મશહૂર છે, જેમ કે તેમના જાહેર થતી વખતે આસમાનથી પોકાર કરવામાં આવશે. હઝરત મહદી (રદિ.)ના જાહેર થવાથી પહેલાં રમઝાનમાં ગ્રહણ થશે વગેરે .....

આ પ્રકારની બાબતો વિશે પણ યોગ્ય સ્પષ્ટીકરણની કોશિશ કરવામાં આવી છે અને જે જે કિતાબોથી લાભ લેવામાં આવ્યો છે તેને હવાલા સહિત લખી

દેવામાં આવી છે. આ વિષયની હદીસો બાબત કેટલાક હઝરાતનું કહેવું છે કે, ''મહદી વિશે જે સ્પષ્ટ હદીસો છે તે સહીહ નથી, જે સહીહ છે તે સ્પષ્ટ નથી.''

અલ્હમ્દુ લિલ્લાહ ! હદીસોના સિલસિલામાં બંદાએ ''અકીદએ ઝુહૂરે મહદી અહાદીસકી રોશનીમેં'' s, BS 0 ChZT DJ, FGF DOTL IGhFD;LG XFDh. XCLN ZCPfની કિતાબથી ભરપૂર લાભ ઉઠાવ્યો છે અને બીજી જે હદીસની કિતાબો અને મુહદ્દિસીન હઝરાતના લખાણોથી ફાયદો ઉઠાવ્યો છે તે હવાલા સહિત લખી દીધું છે.

જયારે આ હસ્તપ્રત તૈયાર થઈ તો મારા માયાળુ બુઝુર્ગ હઝરત મવ. અબૂબક્ર સા. ગાઝીપૂરી (રહ.) અને હઝરત મવ. અબ્દુલ અલીમ સા. (મ.ઝિ.)એ એને જોઈ અને કેટલાક ઉપયોગી સૂચનો કર્યા.

ઉપરાંત, મુફતી રશીદ અહમદ સાહેબ ફરીદી (મ.ઝિ.) અને શૈખુલ હદીસ મવ. મુજતબા સાહેબ લુલાત અને વિદ્વાન શૈખ તલ્હા મન્યાર મક્કી અને બિરાદરે મુકર્રમ મુફતી અસ્અદ ખાનપૂરીએ એને જોઈ વધારા–સુધારા કર્યા. ઉપરાંત, મારા દ્વિતીય પીર મુશફિક વ મુરબ્બી હઝરત મવલાના મુફતી અહમદ ખાનપૂરી સા. (દા.બ.)એ વાંચી અને એના વિશે બરકતવંત કલિમાત લખાવ્યા.

આ કિતાબની તૈયારીમાં અઝીઝે મુહતરમ મોલ્વી, હાફિઝ, કારી અલ્હાજ ફારૂક બમ્બવી (સલ્લમહૂ)એ દરેક રીતે ઘણી મહેનત કરી. અલ્લાહ તઆલા આ તમામને જઝાએ ખૈર અતા ફરમાવે, આમીન !

અંતમાં હું સર્વ વાચકોથી અદબપૂર્વક વિનંતી કરું છું કે, મારી ઈલ્મી કમજોરી અને ભાષાથી જાણકારીની કમીના કારણે ચોક્કસ આ કિતાબમાં પુષ્કળ ખામીઓ રહી ગઈ હશે. ઉમ્મીદ છે કે તેની મને જાણ કરશોજી, જેથી બીજી આવૃત્તિમાં સુધારો થઈ શકે.

અલ્લાહ તઆલા મારી બદ નિય્યત અને બદ અમલીની બુરાઈથી સુરક્ષિત રાખે અને કિતાબને કબૂલિયતના બહુમાનથી માલામાલ ફરમાવે, આમીન !

DCDN IAG DJP ; , IDFG CFIOhÒ AFZOM, L

જામિઅહ ઈસ્લામિય્યહ તા'લીમુદ્દીન, ડાભેલ

ગુજરાત–ઈન્ડિયા

IAI:D<,FICZCDFIGZCLD

# પહેલું પ્રકરણ

## કયામત અને કયામતની નિશાનીઓ

કયામતનું આવવું એક યકીની વાત છે, દુનિયાના મોટા ભાગના લોકો કોઈ ન કોઈ સ્વરૂપે કયામતની વાતને માને છે અને સ્વીકારે છે. આપણે મુસલમાનોના માટે કયામતનું આવવું બુનિયાદી અકીદાઓમાંથી એક અતિ મહત્ત્વનો અકીદો છે.

અલબત્ત, આ કયામત કયારે આવશે તેનો ચોક્કસ સમય તો અલ્લાહ તઆલા જ જાણે છે.

સૂરએ લુકમાનમાં બારી તઆલા ઈર્શાદ ફરમાવે છે :

.gG<,FvC .gNC .<D:;FVCP (સૂ. લુકમાન : ૩૪)

TZHDM 0 બેશક, કયામતની જાણ તો અલ્લાહ તઆલાને જ છે.

બીજી જગ્યાએ સૂરએ "અઅ્રાફ"માં ઈર્શાદ છે :

I:V,GvS VIG:;FVIT ViIFvG DZ;FCFP S, 0 .gGDF .<DCF .gN ZIaA ,F IHI<,CF I,vJSITCF .<,F CvJP (સૂરએ અઅ્રાફ : ૧૮૭)

TZHDM 0 આ લોકો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કયામત વિશે પૂછે છે કે, તે ક્યારે થશે ? તો આપ ફરમાવી દો કે,

એની ખબર તો માત્ર મારા રબ (પરવરદિગાર)ને છે, જયારે કયામતનો સમય આવશે તો અલ્લાહ જ તેને સ્પષ્ટ કરી દેશે.

(સૂરએ અઅ્રાફ : ૧૮૭)

કયામતના આગમન અને જાહેર થવા વિશે મક્કાના કુરૈશે કદી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને રિશ્તેદારી (સગાઈ–સંબંધ)નો વાસ્તો આપીને, કદી એને આપની નુબુવ્વતનું માપદંડ બનાવીને પૂછયું કે,

જો આપ ખરેખર નબી છો તો બતાવતા કેમ નથી કે કયામત કયા વરસે અને કઈ તારીખે આવશે ?

પરંતુ દરેક વખતે એ જ જવાબ મળ્યો કે,

એની જાણ તો માત્ર મારા રબ (પરવરદિગાર)ને જ છે, કોઈ નબી કે ફરિશ્તાને પણ એની ખબર આપવામાં આવી નથી.

આ વાતની સ્પષ્ટતા કરતાં મુફસ્સિર ઈબ્ને કસીર (રહ.) લખે છે :

''કયામતની જાણ ન આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને છે અને ન મખ્લૂકમાંથી બીજા કોઈને પણ. એની જાણ તો (ફક્ત) અલ્લાહ તઆલાને છે અને તે જ એના ચોક્કસ સમયને જાણે છે.

(તફસીરે ઈબ્ને કસીર : ૪/૪૨૫)

કુર્આને કરીમમાં આટલી સ્પષ્ટ રીતે હકીકત બતાવી દેવામાં આવી હોવા છતાં ઘણા લોકો આ વાતની તલાશમાં રહે છે કે કયામત ક્યારે આવશે ?

અને ઈસ્રાઈલિયાત (બિન આધારભૂત રિવાયતો) તથા અન્ય કથનોને મેળવીને દુનિયાની એકંદર ઉંમર અને એનાથી કયામતના

સમયની તલાશ અને ગણતરી કરવાની નિષ્ફળ કોશિશ કરતા રહે છે.

એ સર્વ નકામું અને વ્યર્થ કામ છે. ખુદ અલ્લાહ તઆલા એવા લોકોને ચેતવણી આપતાં આગળ ઈર્શાદ ફરમાવે છે :

,F TVTLSD .<,F AuTCP

TZHDM 0 તે (કયામત) તમારા પર એકાએક આવી પડશે (એવી રીતે આવી પડશે કે કોઈને એના આવવાનો વહેમ અને ગુમાન પણ ન થશે.)

હઝરત અબૂ હુરૈરહ (રદિ.) બયાન ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

''કયામત ત્યાં સુધી નહિ આવે જયાં સુધી સૂરજ પશ્ચિમ દિશામાંથી ઉદય નહિ પામે. જ્યારે સૂરજ પશ્ચિમ દિશામાંથી ઉદય પામશે અને લોકો તેને જોઈ લેશે ત્યારે બધા લોકો ઈમાન લઈ આવશે, પરંતુ એ તે સમય હશે જ્યારે કોઈનું ઈમાન લાવવું સ્વીકાર્ય ન હશે.

કયામત એ રીતે અચાનક આવી જશે કે બે આદમી આપસમાં કપડાંના (ખરીદ–વેચાણનો) સોદો કરી રહ્યા હશે, પછી ન તો તેની ખરીદી કરવા પામશે અને ન કપડાંને લપેટી શકશે.

કયામત એ રીતે અચાનક આવી જશે કે આદમી પોતાના પશુઓનું દૂધ લઈને આવી રહ્યો હશે, પણ એને પી નહી શકે.

કયામત એ રીતે એકદમ આવી પડશે કે એક શખ્સ પાણી માટે હોઝની સફાઈ કરી રહ્યો હશે, પરંતુ તેનો ઉપયોગ પણ કરી નહિ શકે.

કયામત એવી રીતે તત્કાળ આવી પહોંચશે કે એક શખ્સે ખાવાના માટે લુકમો ઉઠાવેલો હશે અને તેને ખાય પણ નહિ શકે.

(સહીહ બુખારી : ૨/૯૬૩)

એનો સારાંશ આ નીકળ્યો કે, કયામત ક્યારે આવશે એનું ચોક્કસ ઈલ્મ માત્ર અને માત્ર બારી તઆલાની પાસે જ છે.

અલબત્ત, કયામતની પુષ્કળ નિશાનીઓ આપણને અલ્લાહ તઆલાએ પોતાના સાદિક અને મસ્દૂક (સત્યવાદી) રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દ્વારા બતાવી છે.

આ વાત પર આપણું ઈમાન છે કે, અલ્લાહ તઆલાની વાતો ચોક્કસ અને અટલ છે અને જે વાત પણ અલ્લાહ તઆલા તરફથી આપણને બતાવવામાં આવી તે થઈને જ રહેશે.

વિશ્વનું આ કારખાનું (તંત્ર) અલ્લાહ તઆલાના હુકમના તાબે છે, એટલા માટે કયામત પહેલા પેશ આવનારા તે સંજોગો જેનું વર્ણન આપણને કુર્આન અને હદીસમાં મળે છે, તેના જ પ્રમાણે દુનિયામાં ફેરફાર અને પરિવર્તન થતા રહેશે.



અલ્લાહ તઆલા ફરમાવે છે :

cc , F TaNLv , I , vSI , DFIT< , FCPcc

TZHDM 0 અલ્લાહ તઆલાની વાતો બદલાતી નથી.

(સૂરએ યૂનુસ : ૬૪)

✦ એટલે કયામતની જે નિશાનીઓનું વર્ણન કરવામાં આવ્યું તેનું ઘટવું એક ફરજિયાત અનિવાર્ય બાબત છે.

✦ એમાંની ઘણી નિશાનીઓ તો અત્યાર સુધી આ દુનિયામાં

ઘટી ગઈ છે.

✦ કેટલીક ઘટી રહી છે.

✦ અને પુષ્કળ અલામતો પોત પોતાના સમયે જાહેર થતી રહેશે.

GMW 0 કયામતની નિશાનીઓની માહિતી મેળવવા માટે

(૧) હદીસની કિતાબોમાં વિશિષ્ટ રીતે ''કિતાબુલ ફિતનિ વ અશ્રાતિસ્સાઅહ'' નામના પ્રકરણો મૌજૂદ છે.

(૨) ઉપરાંત, અરબી ભાષામાં અલ્લામા ઈબ્ને કસીરની ''અન્નિહાયહ'' હવાલા અને હાશિયહ સહિત છપાઈ ચૂકી છે.

(૩) એ જ પ્રમાણે સય્યિદ અહમદની ''અલ ઈશાઅહ લિ અશ્રાતિસ્સાઅહ''નું ઉર્દૂ અનુવાદ 'અસરે હાજિર હદીસે નબવીકી રોશનીમેં' પ્રકાશિત થયેલી છે, જેનું ગુજરાતી સંકલન સુધારા–વધારા સાથે ''ફિત્નાઓ અને કયામત''ના નામથી જામિઅહ જંબુસરથી પ્રકાશિત થઈ ચૂકયું છે.

(૪) અને શાહ રફીઉદ્દીન સાહબ દહેલ્વી (રહ.)ની કિતાબ ''અલામાતે કયામત''નો ગુજરાતી અનુવાદ કયામતની નિશાનીઓ નામથી પ્રગટ થયેલો છે.

ઉપરોક્ત કિતાબોનું વાંચન અને અવલોકન કરવું જોઈએ.

## કયામતની નિશાનીઓના બે પ્રકારો

કયામતની જે નિશાનીઓ કુર્આન અને હદીસમાં વર્ણવવામાં આવી છે તે બે પ્રકારની છે :

s!f V ,FDFT ;UZFvનાની નિશાનીઓ અથવા અલામાતે

બઈદહ (દૂરની અર્થાત્ લાંબા સમયાંતરની નિશાનીઓ પણ કહી શકાય છે.

એ નિશાનીઓ કયામતથી પહેલાં અસ્તિત્વમાં આવશે, પરંતુ એ જરૂરી નથી કે તેના પછી કયામત જલદી જ આવી જાય.

sZf V,FDFT SAZFvમોટી મોટી નિશાનીઓ. એને અલામાતે કરીબહ (કયામતથી નિકટની નિશાનીઓ) પણ કહી શકાય છે.

આ નિશાનીઓ દુનિયાના સામાન્ય નિયમથી (ઘટનાક્રમ) વિરુદ્ધ કયામતના નજીકતર જમાનામાં જાહેર થશે, એ નિશાનીઓને જોઈને આ વાત સ્પષ્ટ થઈ જશે કે હવે કયામત દૂર નથી.

(ફત્હુલ બારી : ૧૧/૪૨૮ના આધારે)

બીજો પ્રકાર અર્થાત્ અલામાતે કુબરા (મોટી નિશાનીઓ)માંથી એક ઘણી મોટી નિશાની હઝરત મહદી (રદિ.)નું જાહેર થવું છે.



## કયામતની નિશાનીઓની બીજી એક વહેંચણી

જેવી રીતે કોઈ જલસો આયોજિત થાય છે તો તેના માટે મંડપ અને સ્ટેજ તૈયાર કરવામાં આવે છે, પછી જલસો ખતમ થાય છે તો બધી વસ્તુઓ ખતમ કરી દેવામાં આવે છે. એવી જ રીતે આ દુનિયા તૈયાર કરવામાં આવી, હવે તેનો હેતુ ખતમ થઈ રહયો છે, કયામત આવી રહી છે, પરંતુ તેનો સમય કયો છે તેની કોઈને ખબર નથી.

હદીસે જિબ્રઈલ જે બુખારી શરીફમાં છે, તેમાં ખુદ હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)એ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સવાલ કર્યો : ccDT: ;FVTcc કયામત ક્યારે

આવશે ? ઈરશાદ ફરમાવ્યો : ccD, D:é, lAvVV,D lDG:;F.,cc અર્થાત્ કયામત સંબંધિત સવાલનો આ હાલ છે કે ખુદ પૂછનાર અને ઉત્તરદાયી બન્નેય ઈલ્મી એ'તિબારથી એક જ હાલત પર છે.

અમુક રિવાયતોમાં છે કે, હઝરત ઈસા (અલયહિસ્સલામ)એ એક વાર જિબ્રઈલે અમીન (અલયહિસ્સલામ)ને પ્રશ્ન કર્યો : કયામત ક્યારે આવશે ? જવાબ દીધો : ખુદ પૂછનાર અને ઉત્તરદાયી બન્નેય સરખા છે.

આ મોકા પર નબીએ અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દિલ મુબારક પર જવાબ અલ્લાહ તઆલા તરફથી નાખવામાં આવ્યો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સમજો કે જિબ્રઈલે અમીન (અલયહિસ્સલામ)ને તેમનો ઉત્તર યાદ અપાવ્યો. અલબત્ત, હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેની નિશાનીઓ બતાવી. તે નિશાનીઓ પર ચિંતન—મનન કરવાથી તે ત્રણ પ્રકારની માલૂમ થાય છે :

s!f NZGL lGXFGLVM 0 જે દુનિયાના અંતિમ સમયમાં પેશ આવશે, પરંતુ કયામતથી બહુ પહેલાં પેશ આવશે. જેમ કે, હદીસ શરીફમાં ખુદ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આગમનને પણ કયામતની નિશાની ઠેરવવામાં આવી છે. એવી જ રીતે કુર્આને કરીમમાં છે : cc.STZAIT:;FVT JgXSS, SDZPcc

(સૂરએ કમર : ૧)

TZHDM 0 કયામત નજીક આવી ગઈ અને ચંદ્ર ફાટી ગયો.

sZf DwlD JUlI lGXFGLVM 0 જે કયામતના નજીકના યુગમાં જાહેર થશે, પરંતુ તે નિશાનીઓના બાદ તરત પણ કયામત

આવવી જરૂરી નથી, બલકે તેની થોડી મુદ્દત પછી કયામત આવશે. જેમ કે, તે ગુનાહોનું આમ થવું જેની અહાદીસમાં ખબર આપવામાં આવી છે. એવી જ રીતે તે ખબરો જે ઈન્સાનો માટે આશ્ચર્યચકિત નિવડશે, જેમ કે, અહાદીસમાં છે :

✦ જ્યારે બાંદી પોતાના શેઠને જન્મ આપશે. આનો એક મતલબ આ છે કે, બાંદીઓની અવલાદ રાજાઓની પદવી મેળવવા લાગે અને બીજો મતલબ આ છે કે, અવલાદ પોતાની મા'ઓ પર પોતાના હુકમ ચલાવવા માંડે.... વગેરે વગેરે.

✦ કાળા ઊંટ (જે આરબમાં નજીવી કિંમતનો માલ સમજાય છે)નો ગોવાળિયો અથવા કાળા રંગના ગોવાળિયા ઊંચી ઊંચી ઈમારતો બાંધવા લાગે.

s#f GÒSGL IGXFGLVM 0 તે નિશાનીઓ જે બિલકુલ નજીકના જમાનામાં પેશ આવશે, તે નિશાનીઓના પ્રગટ થયા પછી તરત જ ટૂંકા ગાળામાં કયામત બરપા થશે. જેમ કે હઝરત મહદી (રદિ.)નું જાહેર થવું, હઝરત ઈસા (અલયહિમુસ્સલામ)નું ઊતરવું, દજ્જાલ અને યાજૂજ–માજૂજનું નીકળવું, સૂર્યનો પશ્ચિમ દિશામાંથી ઉદય, સફા પર્વતથી એક જાનવરનું નીકળવું અને એનું લોકો સાથે વાતચીત કરવી વગેરે વગેરે....

## હઝરત મહદી (રદિ.)ના કારનામાઓ

હઝરત મહદી (રદિ.)નું જાહેર થવું એક અનિવાર્ય અને યકીની બાબત છે.

આપ (રદિ.)નું આગમન મુસ્લિમ ઉમ્મતના ઉત્થાન અને તરક્કીનું નિમિત્ત બનશે.

આપ (રદિ.)ના આગમન બાદ દીનની સુરક્ષા, દીનના પ્રચાર અને પ્રસાર, દીનનું નવ નિર્માણ, દીનનું નવજીવન વગેરે....

તે સૌથી મહત્ત્વના કારનામા જેને મુસ્લિમ ઉમ્મતમાં પહેલાંથી જ અંજામ આપવામાં આવતા રહ્યા હતા, પરંતુ જમાનાના સંજોગોના કારણે તેમાં શિથિલતા આવી ગઈ હતી, તેને હઝરત મહદી (રદિ.) દૂર કરીને સર્વ દિશામાં આગળ વધારવાની સફળ કોશિશ કરશે.

## દીનની હિફાઝત

આ દુનિયાને બનાવવાનો મકસદ (હેતુ) સર્જનહારને ઓળખવું અને સર્જનહારની ઈચ્છાનુસાર અમલ કરવો અને એના મારફતે બંને જહાનનું સૌભાગ્ય હાસિલ કરવું છે.

આ મહાન મકસદ માટે અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાએ વિવિધ અંબિયા (અલયહિમુસ્સલામ)ને આ દુનિયામાં મોકલ્યા, દરેક નબીએ પોત પોતાના જમાનામાં અલ્લાહ તઆલાનો પયગામ તેના બંદાઓ સુધી પહોંચાડી દીધો અને પોતાની ઝિમ્મેદારીઓને અદા કરીને દુનિયાથી તશરીફ લઈ ગયા.

પહેલાં અંબિયા (અલયહિમુસ્સલામ)ને ખાસ સમય અને ખાસ પ્રદેશના માટે શરીઅતો આપવામાં આવતી હતી અને સૌથી છેલ્લે અલ્લાહ તઆલાએ ખાતિમુલ અંબિયા હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મોકલ્યા.

અલ્લાહ તઆલાએ જે દીન સાથે પોતાના આખરી નબીને મોકલ્યા તે દીનને કયામત સુધી એક સર્વગ્રાહી દસ્તૂર–બંધારણ, પરિપૂર્ણ જીવનધારા (કાનૂન) અને કદી રદ ન થઈ શકે તેવો દીન ઠેરવવામાં આવ્યો.

કુર્આને કરીમ અલ્લાહ તઆલાનો આખરી પયગામ હોવાથી તેની સનાતનતા અને વિશ્વ વ્યાપકતાનો તકાદો પણ એ જ છે કે તેનો એકે એક અક્ષર સુરક્ષિત રહે કે જેથી કયામત સુધી આવનારા તમામ જિન્નાત અને ઈન્સાન તેનાથી રોશની હાસિલ કરી શકે, એટલે એની સુરક્ષાની જવાબદારી પણ ખુદ અલ્લાહ તઆલાએ લઈ લીધી.

અલ્લાહ સુબ્હાનહૂ વ તઆલા ફરમાવે છે :

TZHD▯ 0 ''અમે પોતે કુર્આન ઉતાર્યું છે અને અમે પોતે (જ) એના રક્ષક છીએ. (સૂરએ હિજ્ર : ૯)



કુર્આન માત્ર શબ્દોનું નામ નથી, બલકે શબ્દો અને અર્થ બન્નેના સમન્વયનું નામ છે. એટલે જેવી રીતે કુર્આનના શબ્દોની સુરક્ષાનો વાયદો અને જવાબદારી અલ્લાહ તઆલાએ લીધી છે, તે જ રીતે કુર્આનના અર્થ અને વિષયોની સુરક્ષા તથા દરેક રીતના ફેરફારથી સુરક્ષિત રાખવાની જવાબદારી પણ એમાં આવી જાય છે અને એમાં પણ ઈલ્મી અને અમલી બંને પ્રકારની સુરક્ષા શામિલ છે. અર્થાત્ જેવી રીતે કુર્આનનું સહીહ ઈલ્મ સુરક્ષિત રહેશે અને માત્ર કુર્આને કરીમની ખુસૂસિયાત (વિશિષ્ટતા) છે બીજી આસમાની કિતાબોની સુરક્ષાની જવાબદારી જે તે અંબિયા (અલયહિમુસ્સલામ) અને તેમની ઉમ્મતને સોંપવામાં આવી હતી.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

TZHD▯ 0 તૌરાતની સુરક્ષાના તેમને ઝિમ્મેદાર બનાવવામાં આવ્યા અને તેઓ ખબરગીરી (દેખરેખ રાખવા માટે) મુકર્રર હતા.

(સૂરએ માઈદહ : ૪૪)

તો જ્યાં સુધી અહબાર (યહૂદી ઉલમા)એ પોતાની ઝિમ્મેદારીનો

એહસાસ કર્યો ત્યાં સુધી તૌરાત અને ઈન્જીલ સુરક્ષિત રહી અને આ કિતાબો જ્યારે દુનિયાના પૂજારીઓના હાથમાં આવી તો ફેરફાર પામીને વેડફાઈ ગઈ.

એનો સારાંશ આ છે કે કુર્આને કરીમના શબ્દો અને અર્થો અને સૂચિતાર્થો સીધા અલ્લાહ તઆલાની હિફાઝતમાં છે તે ન કોઈના મિટાવવાથી મીટનારા, ન કોઈના દબાવવાથી દબાનારા, ન કોઈના વાંધા–વચકાથી નિરાશ થનારા અને ન જ કોઈના રોકવાથી તેની દા'વત રોકાનારી છે.

બારી તઆલાના ફઝલથી આ ઉમ્મતમાં દરેક જમાનામાં એક મોટો સમૂહ મોજૂદ હોય છે, જે પોતે શરીઅત પર અમલ કરતો હોય છે અને દીને મતીનનું સાક્ષાત સ્વરૂપ ધારણ કરીને દરેક જમાનામાં તેની સુરક્ષા અને પ્રચાર તથા પ્રસારનું સૌથી મહત્ત્વનું કામ અંજામ આપે છે.

હદીસ શરીફમાં ઈર્શાદ છે :

''મારી ઉમ્મતમાં એક એવી જમાઅત બાકી રહેશે, જે અલ્લાહ તઆલાના અહકામ સાચવી, કોઈ તેનો સાથ ન આપે અથવા કોઈ તેમનો વિરોધ કરે, તેમને તેની કોઈ પરવા ન થશે. એવી હકપરસ્ત (સત્ય ચાહક) જમાઅત એવી જ શાનની સાથે કયામત સુધી જાહેર થતી રહેશે. (સહીહ મુસ્લિમ : ૨/૧૪૩)

એક બીજી રિવાયતમાં છે :

''કયામત આવતા સુધી મારી ઉમ્મતમાં એક સમૂહ સત્યતાનો સહાયક રહેશે, કોઈનું અપમાન એમને અવરોધશે નહિ.''

(સુનને તિરમિઝી : ૨/૪૩)

ખુલાસો એ કે આ ઉમ્મતની એક જમાઅત હંમેશા હકને બુલંદ કરવા માટે પ્રવૃત્તિશીલ રહેશે અને એ જમાઅતના પોતાના દૌરના એક અમીર હઝરત મહદી (રદિ.) હશે.

## કયામત કયા લોકો પર આવશે તે વિશે બે પ્રકારની (વિરોધાભાસી) હદીસોનું નિરાકરણ

ઉપરની બન્ને રિવાયતોથી માલૂમ થાય છે કે અલ્લાહ તઆલાના નેક બંદાઓની એક જમાઅત કયામત સુધી અસ્તિત્વમાં રહેશે અને અલ્લાહ તઆલાના કલિમાને બુલંદ કરવાના મહાન મકસદમાં મશ્ગૂલ રહેશે. જ્યારે કે સહીહ મુસ્લિમની રિવાયતો :

cc,F TSD: ;FVvT C¿F ,F ISFv, IO, VZIN V<,FC V<,FCcc

VYFT 0 કયામત ત્યાં સુધી આવશે નહિ, જ્યાં સુધી ધરતી પર અલ્લાહ તઆલાનું નામ લેવામાં આવે.

cc,F TSD: ;FVvT V,F VvCvING IS, 0 V<,FC V<,FCcc (મુસ્લિમ શરીફઃ ૧/૮૩)

VYFT 0 કોઈ એવા માણસ ઉપર કયામત નહિ આવે જે અલ્લાહ અલ્લાહ કહેતો હોય.

અને ઈબ્ને માજહની રિવાયત :

ccJ,F TSD: ;FVT .<,F V,F IXZFIZgGF;cc

(ઈબ્ને માજહ : ૩૦૨)

VYFT 0 કયામત બદતરીન લોકો પર જ આવશે.

આ હદીસથી માલૂમ થાય છે કે કયામત બદતરીન લોકો પર કાયમ થશે, તે જમાનામાં નેક લોકોનું અસ્તિત્વ પણ ન હશે.

બન્ને પ્રકારની રિવાયતોથી જાહેરી રીતે જે વિરોધાભાસ માલૂમ પડે છે તેનો ઉકેલ આ છે કે, પહેલી રિવાયતમાં cc. ,F IJID, ISIFDCcc કયામત સુધી ccC¿F TSD: ;FVTcc કયામત આવતાં સુધી જેવા શબ્દોથી કયામતે કુબ્રા (મોટી કયામત) મુરાદ નથી; બલકે કયામતની એક મોટી અલામત (નિશાની) મુરાદ છે. અર્થાત્ હઝરત ઈસા (અલયહિસ્સલામ)નું (આસમાનથી ધરતી ઉપર) ઊતરવું.

એનાથી માલૂમ થયું કે,હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના (ધરતી પર) ઊતરવા સુધી એ જમાઅત બરાબર ધરતી પર સ્થાયી રહેશે. ત્યાર પછી ધીરે ધીરે અહલે હક લોકો આ દુનિયાથી વિદાય થઈ જશે અને બદતરીત લોકો પર કયામત કાયમ થશે.

(વધારે વિગતો માટે વાંચો : ''નવાદિરુલ ફિકહ : ૧/૧૩૨,૧૩૩'')



# બીજુ પ્રકરણ

# ખિલાફત

સઈદ બિન જમ્હાન (રદિ.) સફીનહ (રદિ.)થી રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

''મારી ઉમ્મતમાં ખિલાફત ૩૦ વર્ષ સુધી રહેશે, તેના પછી સલ્તનત થઈ જશે.''

તે પછી સફીનહ (રદિ.)એ મને કહ્યું કે, ''આપ હઝરત અબૂ બક્ર (રદિ.)ની ખિલાફતની ગણતરી કરો. પછી હઝરત ઉમર (રદિ.) અને હઝરત ઉસ્માન (રદિ.) અને હઝરત અલી (રદિ.)ની ખિલાફતની ગણતરી કરો.'' અને (ગણતરી) કરી તો તે ૩૦ વર્ષ જ થયા. પછી મેં સફીનહ (રદિ.)ને કહ્યું કે,''બની ઉમય્યહ એવો દા'વો કરે છે કે (મજકૂર) ખિલાફત તેમના (ખાનદાન)માં જ છે.'' તો સફીનહ (રદિ.)એ કહ્યું કે,''બની ઝુરકા જૂઠા છે, તેઓ તો બદતરીન બાદશાહોમાંથી હતા.'' (તિરમિઝી શરીફ : ૨/૪૬)

ફકીહુલ અસ્ર હઝરત મૌલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) આ હદીસની બાબતમાં લખે છે કે :

''તે પસંદીદહ ખિલાફત તે લોકોની (કાયમ કરેલી) હશે જેમણે પોતાના આ'માલના દ્વારા ઈસ્લામનું અનુમોદન કર્યું અને સુન્નતે

નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મજબૂતીથી પકડી લીધી.

(હવાશી કવકબુદ્દુરી : ૨/૫૫, હવાશી તિરમિઝી : ૨/૪૬, મજમઉ બિહારિલ અનવાર : ૨/૯૩)

એ જ પ્રમાણે હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)ની રિવાયતમાં આવ્યું છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ખબર આપી છે કે, કેટલાક જમાના સુધી નુબુવ્વત અને રહમત રહેશે, તે પછી ખિલાફત અને રહમત રહેશે.

કેટલીક રિવાયતોમાં :

clB , FOT V , F IDgCFIHG GAjJCc નબવી પ્રણાલી પ્રમાણેની ખિલાફત શબ્દો પણ આવ્યા છે.

(અલ મુસ્તદરક લિલ હાકિમ : ૪/૫૨૦–હદીસ નંબર : ૮૪૫૯)

સય્યિદુના હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાના આખરી નબી અને રસૂલ છે. આપના પછી કોઈ નવા રસૂલ અને નબી આવનાર નથી.



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની પવિત્ર જિંદગીમાં જ પોતાના દુનિયામાં આગમનના મકસદો :

અર્થાત્ :

– તિલાવતે આયાત,

– તઝકિયએ નુફૂસ (લોકોની આંતરિક શુદ્ધિ),

– કિતાબ (કુર્આન)ની તા'લીમ અને હિકમતની રોશનીમાં એક સર્વગ્રાહી દીન અને સદાચાર સમાજ ઈન્સાનિયત સમક્ષ રજૂ કર્યો.

તદુપરાંત, અલ્લાહ તઆલાની મરજી મુજબ અદલ અને ઈન્સાફવાળી એક નમૂનારૂપ, આદેશ હુકૂમત પણ સ્થાપી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બા–કમાલ શખ્સિયત નાની ઈમામત (અર્થાત્ નમાઝની ઈમામત) અને મોટી ઈમામત (અર્થાત્ હુકૂમત) બન્નેની ભેગી હતી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ વહીની રોશનીમાં જે રાજ્ય વ્યવસ્થા સ્થાપિત કરી તેનો નમૂનો દુનિયાના ઈતિહાસમાં મળી શકે તેમ નથી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બાદ પણ આ રાજ્ય વ્યવસ્થા કેટલીક મુદત સુધી દુનિયામાં બાકી રહી, જેને આપણે ''ખિલાફત'' કહીએ છીએ, અને ખિલાફતના પદના ઝિમ્મેદારને 'ખલીફા' કહીએ છીએ.

એટલે હકીકતમાં ખિલાફત તે જ નિઝામ (રાજ્ય વ્યવસ્થા)ને કહીશું જે સંપૂર્ણપણે નુબુવ્વત અને રિસાલતની તા'લીમાત (સૂચનાઓ) અનુસાર હોય અને નબવી નિઝામની તમામ ખૂબીઓ તેમાં મોજૂદ હોય અને તે નિઝામ રિસાલતની શૈલી–પ્રણાલી પર ચાલતો હોય.

## ખિલાફતની વ્યાખ્યા

ખિલાફતની વ્યાખ્યા કરતાં હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.) લખે છે :

ખિલાફતે આમ્મહ એટલે ઉલૂમે દીનિય્યહની ઈશાઅત (પ્રચાર અને પ્રસાર) અર્થાત્ : કુર્આન અને હદીસની તા'લીમ, વઅઝ અને

નસીહતને જીવંત રાખવું.

– અરકાને ઈસ્લામ (પાંચ વખતની નમાઝ, જુમ્અહ, બન્ને ઈદોની જમાઅતનો પ્રબંધ અને ઈમામત, ઝકાત વસૂલ કરવી, હકદારોમાં ખર્ચ કરવી, આમિલ(ઝકાત–ઉશ્ર વસૂલ કરનાર વહીવટદાર)ની નિમણૂક, ચાંદની ગવાહી અને તેના બાદ રમઝાન અને બન્ને ઈદોનો હુકમ, હજની વ્યવસ્થા વગેરે....) પર અમલ કરવો–કરાવવો.

– જિહાદ અને તેને અનુસંગત વિભાગોની સ્થાપના કરવી.

– કાઝી (ન્યાયાધિશ) પદની ફરજો બજાવવી.

– હુદૂદ (ગુનાહો માટે શરઈ સજા) ગુનેહગારો પર લાગુ કરવી.

– અત્યાચારો દૂર કરવા.

– ભલાઈનો હુકમ કરવો અને બુરાઈઓ રોકવાનો પ્રબંધ કરવો.

આ બધા કામોને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નાયબ ( પ્રતિનિધિ) તરીકે અમલી રીતે અંજામ આપવાને ''ખિલાફત'' કહેવામાં આવે છે. (ઈઝાલતુલ ખિફાઅ : ૧ / ૧૯)

## ખિલાફતનું મહત્ત્વ

ખિલાફત અને ખલીફાનું બાકી રહેવું આ ઉમ્મતના માટે અત્યંત મહત્ત્વની અને જરૂરી બાબત હતી, જેના મહત્ત્વનો અંદાજો એનાથી લગાવી શકાય છે કે હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિસાલ (વફાત) બાદ દફનમાં જે મોડું થયું તે ખલીફા નક્કી કરવાના કારણે થયું.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વાણી અને વર્તનના સ્પષ્ટ ઈશારાઓની રોશનીમાં સહાબા (રદિ.)ની સર્વસંમતિથી

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) પ્રથમ ખલીફા નક્કી કરવામાં આવ્યા, ત્યાર પછી કફન–દફનનો મુબારક અમલ અંજામ આપવામાં આવ્યો.

આ વિશે હઝરત શાહ વલીયુલ્લાહ (રહ.) ફરમાવે છે :

''સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)નું ધ્યાન આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દફનથી પહેલાં ખલીફા નક્કી કરવા તરફ કેન્દ્રિત થયું, જેનાથી માલૂમ થયું કે જો સહાબએ કિરામ (રદિ.)ને શરીઅતના તરફથી ખલીફા મુકર્રર કરવાની ફરઝિયત (અને તેમાં મોડું કરવાની મનાઈ) માલૂમ ન હોત તો તેઓ કદી પણ ખલીફા મુકર્રર કરવાને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દફન પર અગ્રતા ન આપત. (ઈઝાલતુલ ખિફાઅ : ૧ / ૨૧)

## ખલીફા

B , LOF 0 નબીનો સાચો જાનશીન હોય છે, નબવી ઉલૂમ અને નબવી સિફાતથી આભૂષિત હોય છે, કુર્આન અને હદીસના ઉલૂમમાં તેને પરિપૂર્ણ સૂઝ–બૂઝ હોય છે, નબવી સુન્નતોનો સંપૂર્ણ પાબંદ હોય છે, અને નબીની જેમ તેનું દિલ ઈન્સાનિયતની ખૈરખ્વાહીની ભાવનાથી છલકાતું હોય છે.

ખલીફા માટે જરૂરી છે કે, મુસલમાન હોય, પુરુષ હોય, બુદ્ધિશાળી હોય,પુખ્ત વયનો હોય, ન્યાયી હોય, આઝાદ (સ્વતંત્ર) હોય, વાકછટા ધરાવનાર હોય, પ્રજાની વાતોને સાંભળનાર હોય, પ્રજાની પરિસ્થિતિ પર નજર રાખનાર હોય, અને જ્યાં કુર્આન અને હદીસનો આદેશ સ્પષ્ટ ન હોય ત્યાં કલ્પના શક્તિથી ધાર્મિકતા સચવાય એવો માર્ગ કાઢવાની લાયકાત પણ તેનામાં હોય.

(ઈઝાલતુલ ખિફાઅ)

# ખિલાફતે રાશિદહ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈન્તિકાલ પછી હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની ખિલાફતની કુલ મુદ્દત બે વરસ, ત્રણ મહિના અને તેર દિવસ છે અને હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતની મુદ્દત દસ વરસ અને લગભગ છ મહિના છે અને હઝરત ઉસ્માન (રદિ.)ની ખિલાફતની મુદ્દત લગભગ બાર વરસ છે અને હઝરત અલી (રદિ.)ની ખિલાફતની મુદ્દત ચાર વરસ અને નવ મહિના છે.

## બાર ખલીફા

હદીસ શરીફમાં છે : જાબિર બિન સમુરહ (રદિ.)એ કહયું, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

'' મારા પછી બાર ખલીફા થશે.''

રિવાયત કરનાર કહે છે કે, તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કંઈક ફરમાવ્યું, જેને હું સમજી શક્યો નહિ, તો મેં મારી બાજુમાં બેઠેલા શખ્સને પૂછયું તો તેણે કહયું :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે,

''બધા ખલીફાઓ કુરૈશમાંથી હશે.''

(તિરમિઝી : ૨/૪૬–હદીસ નંબર : ૨૨૨૩, અબૂ દાવૂદ : ૨/૫૮૮)

બીજી એક હદીસમાં છે :

'' મારા પછી કોઈ નબી નથી. હા, ખલીફાઓ થશે, જેની સંખ્યા ઘણી હશે. ''

GMW 0 આ બાર હઝરાતને લોકભાષામાં ખલીફા કહી શકીએ છીએ, એટલે ખલીફા શબ્દ અહિયા બાદશાહ અને હુકૂમતના વરિષ્ઠ ઝિમ્મેદારના અર્થમાં છે.

આ હદીસ શરીફનું વિવિધ પ્રકારે અર્થઘટન કરવામાં આવ્યું છે. એમાં સૌથી યોગ્ય વાત આ છે કે,

આ બાર ખલીફાઓનું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બાદ સતત થવું જરૂરી નથી. બલકે જુદા જુદા સમયે કયામત સુધી એ સંખ્યા પૂરી થશે.

''બઝલુલ મજહૂદ''ના લેખક ફરમાવે છે : કેટલાકે કહયું છે કે, મજકૂર ખલીફાઓથી મુરાદ તે લોકો છે જેઓ ખુલફાએ રાશિદીનની સીરતના અનુસરણ કરનારા હશે, અને તેમાં અંતિમ હઝરત મહદી (રદિ.) હશે. (બઝલુલ મજહૂદ : ૫ / ૧૦૧)

હઝરત મવલાના ખલીલ અહમદ સહારનપૂરી (રહ.)એ ઉપરોક્ત કથનને જ અગ્રતા આપી છે. ઈમામ સુયૂતી (રહ.) અને શાહ વલીયુલ્લાહ (રહ.)એ પણ એને જ પસંદ ફરમાવ્યું છે.

અલબત્ત, આ વાત યકીની છે કે એ બાર ખલીફાઓમાં આખરી ખલીફા હઝરત મહદી (રદિ.) હશે.

એટલે ઈમામ અબૂ દાવૂદ (રહ.)એ બાર ખલીફાઓવાળી હદીસને 'કિતાબુલ મહદી' માં ઉલ્લેખ કરીને એ વાત તરફ ઈશારો કર્યો છે કે તે બારમાં ખલીફા હઝરત મહદી (રદિ.) છે.

GMW 0 VS SYG VF K S4

હઝરાત ખુલફાએ રાશિદીન (રદિ.) એટલે કે, (૧) હઝરત

અબૂબક્ર (રદિ.), (૨) હઝરત ઉમર ફારૂક (રદિ.), (૩) હઝરત ઉસ્માન (રદિ.), (૪) હઝરત અલી (રદિ.), (૫) હઝરત હસન (રદિ.), (૬) હઝરત મુઆવિયહ (રદિ.), (૭) હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.) અને (૮) હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) આ આઠ થયા. તે પછી : (૯) હઝરત મહદી અબ્બાસી (રહ.) અને (૧૦) હઝરત તાહિર (રહ.) જેઓ ખુબ ન્યાયી હતા અને બાકી રહેલા (નં : ૧૧ અને નં : ૧૨) થી જે મુરાદ છે તેમનો હજુ ઈન્તિઝાર છે. મજકૂર બે માંથી એક હઝરત મહદી (રદિ.) છે.

(તારીખુલ ખુલફા : ૧૨)





# ત્રીજું પ્રકરણ

## દીનનું નવનિર્માણ અને નવ નિર્માતા

અબૂ અલ્કમહ (રહ.) અબૂ હુરૈરહ (રદિ.)થી નકલ કરે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ''બેશક, અલ્લાહ તઆલા આ ઉમ્મત માટે દરેક સદી પર એવા શખ્સને મોકલશે જે આ ઉમ્મતના દીની મામલાઓને નવેસરથી કાયમ અને મજબૂત કરશે.'' (મુસ્તદરક : ૪/૫૬૮–હદીસ નંઃ ૮૫૯૩)

દીને ઈસ્લામની કયામત સુધી હિફાઝત (સુરક્ષા)નો અલ્લાહ તઆલાના તરફથી એક ગેબી નિઝામ (અગોચર વ્યવસ્થા તંત્ર) છે જે આ ઉમ્મતના માટે અલ્લાહ તઆલા તરફથી એક વિશિષ્ટ નેઅમત છે; પરંતુ શયતાની કુવ્વતો દરેક દૌરમાં આ દીને હનીફમાં ફેરફાર કરતી રહે છે.

OZOFZGL X~VFT 0

–ઈફરાત વ તફરીત (મૂળ વાતમાં વધારો–ઘટાડો કરવો)

–તશદ્દુદ (દુરાગ્રહ)

–ગુલૂ (અતિરેક)ની બુનિયાદ પર થાય છે.

મધ્યમ માર્ગથી હટીને પોતાની મનેચ્છાઓ પ્રમાણે દીનનું વિવરણ

કરવું અને ગલત દષ્ટિબિંદુ તથા નાસ્તિકતા (બેદીની)ને દીન કહેવું એવા વબાઈ (સાર્વજનિક) રોગો છે, જે ઉમ્મતને અસલ દીનથી મહરૂમ (વંચિત) કરવાના સબબો બની જાય છે.

અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાએ આ ઉમ્મતે મુહમ્મદિય્યહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ખાસ કૃપા ફરમાવીને એ પ્રકારના ફેરફાર અને નાસ્તિકતા (બેદીની)થી આ દીન–ઈસ્લામને પાક રાખવા માટે દરેક દૌરમાં દીનના મુજદ્દિદ (નવનિર્માતા)નો એક મુબારક સિલસિલો જારી ફરમાવ્યો.

## હઝરત મહદી (રદિ.) આ ઉમ્મતના આખરી મુજદ્દિદ હશે

અલ્લાહ તઆલા ઉપર દર્શાવેલી સિફતો ધરાવનાર પોતાના એક બંદાને અથવા સિફતોવાળા બંદાઓની જમાઅતને :

દરેક સદીની શરૂઆતમાં અથવા દરેક દૌરમાં અથવા દરેક યુગમાં આ ઉમ્મતમાં પેદા ફરમાવતા રહેશે.

એ જ મુજદ્દિદોની મુબારક સાંકળની આખરી કડી હઝરત મહદી (રદિ.) હશે.

નજીકના ભૂતકાળના મુજદ્દિદ અને ફકીહ હઝરત (મૌલાના રશીદ અહમદ) ગંગોહી (રહ.) ફરમાવે છે કે :

"હઝરત મહદી (રદિ.) આ ઉમ્મતના આખરી મુજદ્દિદ હશે."

(કવ્કબુદ્દુરી : ૨ / ૫૭)

GMW 0 મુજદ્દિદને સ્વંય ઈલ્હામ અને અલામત દ્વારા (તાર્કિક તરીકાથી) તેના મુજદ્દિદ હોવાની જાણ થાય છે, પરંતુ એ વહીના

દરજામાં નથી.

– એમ તો મુજદ્દિદ પોતાના વિશિષ્ટ કારનામાઓના માધ્યમથી ઓળખી લેવામાં આવે છે.

(ફતાવા મહમૂદિય્યહ : ૧૩/૪૦૩ નો ખુલાસો)

## ChZT DCNL sZlNPfGF ÔCZ YJFGL TFSLN

મુબારક હદીસોમાં આપ (હઝરત મહદી રદિ.)ના આગમનને ઘણી જ તાકીદથી બયાન કરવામાં આવ્યું છે.

એક જગાએ ઈર્શાદ છે :

''જો દુનિયાનો (કયામતનો) એક દિવસ પણ બાકી રહી જાય, તો અલ્લાહ તઆલા તે દિવસને એટલો લાંબો કરી દેશે કે તેમાં એક શખ્સ મારાથી (અથવા એવું ફરમાવ્યું કે ) મારા અહલે બયત (ઘરવાળાઓ)માંથી એ રીતે ઉતારશે કે તેનું નામ મારા નામને મળતું હશે, અને તેમના પિતાનું નામ મારા પિતાના નામને મળતું હશે.''

ફત્રની રિવાયતમાં એટલો વધારો છે કે :

''તે અદલ અને ઈન્સાફથી ધરતીને એ જ રીતે ભરી દેશે જેવી રીતે તે જુલમ અને સિતમ–અત્યાચારથી ભરાઈ ગઈ હતી.''

(અબૂ દાવૂદ : ૨/ ૫૮૮)

એક જગાએ ઈર્શાદ છે :

''જો દુનિયાનો માત્ર એક દિવસ પણ બાકી રહી ગયો હશે તો અલ્લાહ તઆલા તે દિવસને લાંબો કરી દેશે, અહીં સુધી કે (એક શખ્સ) વાલી (માલિક) થઈ જશે.'' (તિરમિઝી શરીફ : ૨/ ૪૭)

એક જગાએ ઈર્શાદ છે :

''દુનિયા ત્યાં સુધી ફના નહીં થશે જયાં સુધી મારા ઘરાનામાંથી એક એવો શખ્સ આરબની સરજમીનનો માલિક ન થઈ જાય, જેનું નામ મારા નામ જેવું હશે.'' (તિરમિઝી શરીફ : ૨/૪૭)

ઉપરની રિવાતયમાં ''આરબની સરજમીનનો માલિક'' શબ્દ છે તેની સ્પષ્ટતા કરતા, મૌલાના મુહમ્મદ મંઝૂર નુઅમાની (રહ.) લખે છે :

''એ પણ કહી શકાય છે કે, હુકૂમત શરૂઆતમાં આરબમાં સ્થાપિત થશે, તે પછી આખી દુનિયામાં અથવા આ કે હુકૂમતનું અસલ મરકઝ (કેન્દ્ર) આરબ હશે.'' (મઆરિફુલ હદીસઃ ૮/૧૭૦)

એક જગાએ એ જ વાતને આ રીતે બયાન કરવામાં આવી છે : ''દિવસ અને રાત ત્યાં સુધી ફના નહિ થશે જયાં સુધી મારા ખાનદાનમાંથી એક એવો શખ્સ માલિક ન થઈ જાય જેનું નામ મારા નામ જેવું હશે, તે ધરતીને એ જ રીતે અદલ અને ઈન્સાફથી ભરી દેશે જેવી રીતે તે (ધરતી) જુલમ અને અત્યાચારથી ભરાયેલી હતી.''

(મુસ્તદરક લિલ હાકિમ—હદીસ : ૮૭૧૩)

કયામત ત્યાં સુધી કાયમ નહીં થશે જયાં સુધી ધરતીનો પટ જુલમ—સિતમ અને નાફરમાનીથી ભરાય ન જાય . તે પછી મારા અહલે બયત (ઘરવાળાઓ)માંથી એક શખ્સ જાહેર થશે જે તેને (ધરતીને) એ જ પ્રમાણે અદલ અને ઈન્સાફથી ભરી દેશે જેવી રીતે તે (ધરતી) જુલમ અને સિતમથી ભરેલી હતી.''

(મુસ્તદરક—હદીસ નંબર : ૮૬૬૯)

બન્ને રિવાયતોનો સારાંશ આ છે કે, રાત અને દિવસ ત્યાં સુધી

નષ્ટ નથી થઈ શકતા અથવા કયામત ત્યાં સુધી નથી આવી શકતી જ્યાં સુધી હઝરત મહદી (રદિ.) જાહેર ન થઈ જાય.

આ રિવાયતોનો ખુલાસો (ટૂંકસાર) આ છે કે :

હઝરત મહદી (રદિ.)નું જાહેર થવું બિલકુલ યકીની અને નક્કર હકીકત છે અને (હઝરત) મહદી (રદિ.)ના જાહેર થવા પર ઈમાન રાખવું વાજિબ છે, જેવું કે આગળ આવશે.

ChZT DCNL sZlNPfGF N:T CS 5Z AIVTGL TFSLN



ઈન્સાન માટે જરૂરી છે કે તે દરેક ખૈર અને નેકીના કામોમાં શક્તિ અનુસાર મદદ કરે.

ઉપરાંત, પવિત્ર શરીઅતની તાલીમ પ્રમાણે જો કોઈ સુધારક, નવનિર્માતા અને હકના તરફ બોલાવનાર ઊભો થઈ જાય તો તેની મદદ કરવી, તેના માટે માર્ગ સમતળ કરવો, તેના રસ્તામાં રુકાવટ નહિ બનવું, આપણી ઈમાની, અખ્લાકી ફરજ છે.

આમ છતાં, જ્યારે હઝરત મહદી (રદિ.) જાહેર થશે તો તેમની મદદ કરવાની અને તેમના હાથ પર બયઅત કરવાની હદીસોમાં ઘણી વિશેષ તાકીદ આવી છે.

હઝરત નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એને તાકીદના અંદાઝમાં આ રીતે બયાન ફરમાવી કે,

''જેને એ સમય મળે (અર્થાત્ જેને હઝરત મહદી (રદિ.)નો જમાનો મળે) તો તે તેમની પાસે આવે, ભલેને બરફ પર ઘસડાઈને આવવું પડે.''

હદીસ શરીફમાં છે :

''હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) ફરમાવે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતે અકદસમાં હાજર હતા. અચાનક બની હાશિમના કેટલાક નવયુવાન બાળકો (સંતાનો) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે આવ્યા.

જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને જોયા તો આપની આંખો આંસુઓથી ભીની થઈ ગઈ અને (ચહેરાનો) રંગ બદલાઈ ગયો.

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) ફરમાવે છે કે, મેં અરજ કરી :

''અમે આપના ચહેરા પર ગમના ચિહ્‌નો જોઈ રહયા છીએ, જે અમારા માટે વેદનાનું નિમિત્ત છે.''

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો :

''અમે અહલે બયતને અલ્લાહ તઆલાએ ખુસૂસિય્યત બખ્શી છે કે, અમારા માટે દુનિયા કરતાં આખિરતને પસંદ ફરમાવી છે. મારા અહલે બયતને મારા બાદ મોટી મુસીબતો અને દુઃખો તથા ધુત્કારનો સામનો કરવો પડશે. અહીં સુધી કે પૂર્વ તરફથી એક કોમ પ્રગટ થશે જેમની સાથે કાળા ઝંડા હશે. મારા અહલે બયત તેમનાથી ખૈર (ભલાઈ) માંગશે; પરંતુ તેમને નહિ આપવામાં આવશે. ત્યારે તેઓ કિતાલ—લડાઈ કરશે અને તેઓ મદદ તથા સફળતા મેળવશે. તે પછી તેમને તેમની ઈચ્છિત ચીજો આપવામાં આવશે; પરંતુ તેઓ એને કબૂલ નહિ કરશે. અહીં સુધી કે તેઓ મારા અહલે બયતમાંથી એક શખ્સને આપશે. તે ધરતીના પટને એ જ પ્રમાણે અદલ અને

ઈન્સાફથી ભરી દેશે, જેવી રીતે તે (દુનિયા) જુલમથી ભરેલી હતી. તો જે કોઈ તેમને પામે તે તેમની પાસે પહોંચી જાય, ભલેને બરફ પર ઘસડાયને જ કેમ ન જવું પડે.

(ઈબ્ને માજહ : ૩૦૯–હદીસ નંબર : ૪૦૮૨)

આ મુબારક શબ્દોથી અંદાજો થાય છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમનો (હઝરત મહદી (રદિ.)નો) સાથ આપવા અને તેમના હાથ પર બયઅત થવાની કેટલી તાકીદ ફરમાવી છે.

હઝરત શાહ વલીયુલ્લાહ (રહ.) ફરમાવે છે કે,

''હઝરત શાહ મહદી (રદિ.)ની ખિલાફતનો વખત આવશે તો ખલીફાથી સંબંધિત વાતોમાં આપની ઈત્તિબાઅ–અનુસરણ વાજિબ હશે.'' (ઈઝાલતુલ ખિફાઅ : ૧ / ૨૬)





# ચોથું પ્રકરણ

## હઝરત મહદી (રદિ.)ના જાહેર થવાની હદીસો

5C|,L CNL; 0

''તે વખતે તમારો શું હાલ હશે જ્યારે ઈસા બિન મરયમ (અલયહિસ્સલામ) તમારા દરમિયાન ઊતરશે એવી હાલતમાં કે તમારો ઈમામ તમારામાંથી જ હશે અર્થાત્ હઝરત મહદી (રદિ.)''

(સહીહ બુખારી : ૧ / ૪૯૦)

''તમારો ઈમામ તમારામાંથી જ હશે'' વિશે અલ્લામા ઈબ્ને હજર અસ્કલાની (રહ.) લખે છે :

આ ઈમામથી મુરાદ મહદી (રદિ.) છે, જે આ જ ઉમ્મતમાંથી હશે અને ઈસા અલયહિસ્સલામ એક નમાઝમાં તેમના મુક્તદી થશે.

(ફત્હુલ બારી : ૬/૬૧૧)

ALÒ CNL; 0

''તમારા ખલીફાઓમાંથી એક ખલીફા એવા હશે જેઓ ગણ્યા વગર ખોબા ભરી ભરીને માલ વહેંચશે.'' (મુસ્લિમ શરીફ : ૨/૩૯૫)

+LÒ CNL; 0

''આખર જમાનામાં એક ખલીફા થશે જે ગણ્યા વગર માલ

વહેંચશે.'' (મુસ્લિમ શરીફઃ ૨/૩૯૫)

મૌલાના બદરે આલમ મેરઠી (રહ.) લખે છે કે,

આ બાબત લોકોએ સ્પષ્ટ રીતે સમજી લેવી જોઈએ કે મુસ્લિમ શરીફની હદીસોથી આ વાત સાબિત છે કે,

આખરી જમાનામાં મુસલમાનોના એક ખલીફા થશે, જેના જમાનામાં અસામાન્ય બરકતો જાહેર થશે. તે હઝરત ઈસા (અલયહિસ્સલામ)થી પહેલાં પેદા થશે. દજ્જાલ તેના જમાનામાં જાહેર થશે, પરંતુ તેનો વધ હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના મુબારક હાથ વડે થશે. હઝરત ઈસા (અલયહિસ્સલામ) જ્યારે આસમાનથી તશરીફ લાવશે તો ખલીફા નમાઝ માટે મુસલ્લા પર આવી ચૂકયા હશે. હઝરત ઈસા અલયહિસ્સલામને જોઈને તેઓ મુસલ્લો છોડીને પાછળ હટશે; પરંતુ હઝરત ઈસા અલયહિસ્સલામ તેમને ફરમાવશે :

> ''તમે મુસલ્લા પર જઈ ચૂકયા છો, એટલા માટે હવે ઈમામત પણ આપનો જ હક છે અને એ આ ઉમ્મતની બુઝુર્ગી છે.'' એટલે એ નમાઝ તો આપ તેમની જ ઈક્તિદામાં અદા ફરમાવશે.

(૧) સહીહ મુસ્લિમમાં મવજૂદ છે કે ઈસા (અલયહિસ્સલામ) જ્યારે ઊતરશે ત્યારે મુસલમાનોના એક અમીર ઈમામતના માટે મુસલ્લા પર આવી ચૂકયા હશે.'

તો હવે જે હદીસોમાં ઈમામતની આ વિગત સાથે એ ખલીફાનું નામ હઝરત મહદી (રદિ.) બતાવવામાં આવ્યું છે તો યકીનન્ તે મોઘમ (અસ્પષ્ટ) ખલીફાનું જ નામ છે.

(૨) સહીહ મુસ્લિમમાં છે કે આખર જમાનામાં એક ખલીફા થશે

જે બેહિસાબ (અઢળક) માલ વહેંચશે.

હવે બીજી હદીસોથી સાબિત થાય છે કે માલની આ બક્ષિસ અને ભેટ હઝરત મહદી (રદિ.)ના જમાનામાં થશે, તો સહીહ મુસ્લિમની આ હદીસથી મુરાદ હઝરત મહદી (રદિ.)ને ઠેરવવા બિલકુલ યોગ્ય ગણાશે.

(૩) લગભગ આ જ કારણોસર મુહદ્દિસોએ કેટલીક અસ્પષ્ટ (મોઘમ) હદીસોને હઝરત મહદી (રદિ.)ના જ હકમાં સમજી છે અને એ જ પ્રકરણમાં તેમનું વર્ણન કર્યું છે.

જેમ કે ઈમામ અબૂ દાવૂદ (રહ.)એ બાર ખલીફાઓની હદીસને હઝરત મહદી (રદિ.)ના પ્રકરણમાં ટાંકીને એ તરફ ઈશારો કર્યો છે કે તે બારમાં ખલીફા એ જ હઝરત મહદી (રદિ.) છે.

(તર્જુમાનુસ્સુન્નહ : ૪/૩૭૮,૩૭૯)



RMYL CNL; 0

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

"મારી ઉમ્મતની એક જમાઅત કયામત સુધી હક પર કાયમ રહેશે, ઈસા બિન મરયમ ઊતરશે ત્યારે તેમના અમીર હઝરત ઈસા (અલયહિસ્સલામ)ને કહેશે : "તમે અમને નમાઝ પઢાવો ! તો ઈસા (અલયહિસ્સલામ) કહેશે : નહીં, તમારામાંથી એક માણસ બીજાઓનો અમીર છે, એ અલ્લાહ તઆલાનો આ ઉમ્મતના માટે ફઝલ છે." (મુસ્લિમ શરીફ : ૧/૮૭)

આ હદીસમાં પણ મુસલમાનોના અમીરથી મુરાદ મહદી (રદિ.) છે. જેમ કે શયખુલ ઈસ્લામ અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)એ "ફત્હુલ મુલ્હિમ : (૧/૩૦૩)માં લખ્યું છે :

''મુસલમાનોના મજકૂર ઈમામ મહદી (રદિ.) છે.''

(ફત્હુલ મુલ્હિમ : ૧/૩૦૩)

અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)ના આ લખાણથી માલૂમ થાય છે કે, આ વિષયને લગતી તે તમામ હદીસો જેમાં ''અમીર'' અથવા ''ખલીફા''નો શબ્દ મોઘમ (અસ્પષ્ટ) છે તેનાથી મુરાદ મહદી (રદિ.) છે.'' (અકીદએ ઝુહૂરે મહદી : ૬૨)

ઉપરાંત, મહદી (રદિ.) વિશે એક રિવાયત મુસ્લિમ શરીફ કિતાબુલ ફિતન : ૨ /૩૮૮–હદીસ નંબર : ૨૮૮૪ ઉપર મૌજૂદ છે, જેનું વર્ણન આગળ આવશે.

GMW 0

ભૂતકાળના અને વર્તમાન કાળના કેટલાક લેખકોએ ઝુહૂરે મહદીના અકીદાનો માત્ર એટલા કારણે ઈનકાર કરી દીધો કે હઝરત મહદી (રદિ.)નો ઉલ્લેખ બુખારી અને મુસ્લિમમાં મળતો નથી.

ઉમ્મીદ છે કે ઉપરોક્ત સ્પષ્ટતાઓ અને દલીલો પછી એ શંકા બાકી નહિ રહેશે.



કુર્આને કરીમમાં છે :

''જેને પોતાના પરવરદિગાર તરફથી નસીહત પહોંચ્યા પછી તે (ગલત માન્યતાથી) અટકી ગયો, તો જે કંઈ (આ નસીહત) પહેલાં થઈ ચૂકયું તે તેનું જ છે.'' (સૂરએ બકરહ : ૨૭૫)

ChZT .;F sV,Pf VG ChZT DCNL sZlNPf AgG
V,U CMJFGM BA ;:508 p<,B WZFJTL CNL;M

(૧) ''તે ઉમ્મત કદાપિ હલાક નથી થઈ શકતી, જેની શરૂઆત હું

છું, અંત ઈસા બિન મરયમ છે અને દરમિયાન મહદી છે.''

(કન્ઝુલ ઉમ્માલ : ૧૪ / ૨૬૬—હદીસ નંબર : ૩૮૬૭૧)

(૨) ''તે શખ્સ અમારામાંથી હશે, જેના પાછળ ઈસા બિન મરયમ નમાઝ પઢશે.''

(કન્ઝુલ ઉમ્માલ : ૧૪ / ૨૬૬—હદીસ નંબર : ૩૮૬૭૨)

(૩) ''હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે, તેઓ ફરમાવે છે : હઝરત ઈસા બિન મરયમ (અલયહિસ્સલામ) હઝરત મહદી (રદિ.) પછી ઊતરશે અને હઝરત ઈસા (અલયહિસ્સલામ) તેમના પાછળ (એક) નમાઝ અદા કરશે.''

(અલ ફિતન, નુઐમ બિન હમ્માદ : ૨૬૪—હદીસ નંબર : ૧૦૪૨, હાવી : ૨/૭૮)



(૪) ''મારી ઉમ્મતની એક જમાઅત હંમેશા હકના માટે મુકાબલો કરતી રહેશે, અહીં સુધી કે ઈસા બિન મરયમ (અલયહિસ્સલામ) હઝરત મહદી (રદિ.)ની હાજરીમાં ફજરના ઉદય વખતે બયતુલ મુકદ્દસ (યરૂસલમ–JERUSALEM) માં ઊતરશે, તેમનાથી દરખાસ્ત કરવામાં આવશે કે, આપ અમને નમાઝ પઢાવો ! તેઓ ફરમાવશે :

''આ ઉમ્મત આપસમાં એક–બીજાના માટે અમીર છે.''

(સુનને અબૂ અમ્ર અદાની : ૨૪૦—હદીસ નંબર : ૬૭૬, હાવી : ૨/૮૩)

મુસ્લિમ શરીફની હદીસમાં પણ લગભગ આ જ શબ્દો છે.

(૫) ''હઝરત મહદી (રદિ.) હઝરત ઈસા (અલયહિસ્સલામ)ને સંબોધીને અરજ કરશે : આપ લોકોને નમાઝ પઢાવી દો !

ત્યારે ઈસા બિન મરયમ (અલયહિસ્સલામ) આસમાનથી ઊતરી ચૂકયા હશે, એવી હાલતમાં કે તેમના વાળોમાંથી પાણી ટપકી રહયું હશે.

હઝરત ઈસા (અલયહિસ્સલામ) ફરમાવશે : "આપના જ માટે ઈકામત કહેવામાં આવી છે."

(અર્થાત્ : આપ જ નમાઝ પઢાવો.)

એટલે તેઓ (હઝરત ઈસા) મારી ઔલાદમાંથી એક શખ્સ (હઝરત મહદી રદિ.)ની ઈકતિદામાં (આ) નમાઝ અદા કરશે."

(સુનન અબૂ અમ્ર અદાની : ૨૦૨–૨૦૯–હદીસ નંબર : ૫૯૬)

(૬) "હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે, ઈસા બિન મરયમ (અલયહિસ્સલામ) (આસમાનથી) ઊતરશે, ત્યારે મુસલમાનોના અમીર હઝરત મહદી (રદિ.) તેમને કહેશે કે, "આપ અમને નમાઝ પઢાવી દો !"

તેઓ ફરમાવશે : "તમારામાંથી જ એક અન્યોનો અમીર છે અને એ અલ્લાહ તઆલા તરફથી આ ઉમ્મતનું સન્માન છે."

(સુયૂતી ફીલ હાવી : ૨/ ૬૪)

(૭) ઈબ્ને સીરીન (રહ.) ફરમાવે છે કે, "મહદી (રદિ.) આ જ ઉમ્મતના ફર્દ (શખ્સ) છે અને તેઓ જ ઈસા (અલયહિસ્સલામ)ની ઈમામત ફરમાવશે."

(ઈબ્ને અબી શયબહ : ૧૫/૧૯૮–હદીસ નંબર : ૧૯૪૯૫,
કઝા ફીલ હાવી : ૨/૬૫)

(૮) હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અમને ખુત્બો આપ્યો અને (એ ખુત્બામાં) દજ્જાલની વાત કરી અને ફરમાવ્યું:

''ત્યારે મદીના મુનવ્વરહ પોતાની ગંદકીને એવી જ રીતે કાઢીને બહાર કરી દેશે જેવી રીતે આગની ભઠ્ઠી લોખંડની ગંદકી (કાટ)ને દૂર કરી દે છે અને તે દિવસ ''છુટકારાનો દિવસ'' કહેવાશે.''

ઉમ્મે શરીકે પૂછયું, ''હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! ત્યારે આરબ (લોકો) ક્યાં હશે ? !''

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

''તેઓ ત્યારે ઓછા હશે અને તેઓ બયતુલ મુકદસમાં હશે અને તેમનો ઈમામ ''મહદી'' નામના એક નેક શખ્સ હશે. તેમના ઈમામ તેમને ફજરની નમાઝ પઢાવવા માટે આગળ વધશે, તે જ દરમિયાન તેમની વચ્ચે ઈસા બિન મરયમ ઊતરશે. એ ઈમામ (આપની મોટાઈ) સ્વીકારીને નત મસ્તકે ઊલટા પગે પાછળ હટશે કે જેથી હઝરત ઈસા (અલયહિસ્સલામ) આગળ વધીને ઈમામત ફરમાવે, તો હઝરત ઈસા (અલયહિસ્સલામ) તેમના ખભા પર હાથ મૂકીને ફરમાવશે : ''ઈકામત આપના જ માટે કહેવામાં આવી છે.'' પછી મુસલમાનોના ઈમામ (હઝરત મહદી રદિ.) નમાઝ પઢાવશે.''

(ઈબ્ને માજહ –હદીસ નંબર : ૪૦૭૭ , કઝા ફીલ હાવી : ૨/૬૫)



## ઉપરોક્ત હદીસોનો સારાંશ

ઉપરોક્ત તમામ રિવાયતોની રોશનીમાં આ વાત ખાતરીપૂર્વક

માલૂમ થઈ જાય છે કે હઝરત ઈસા (અલયહિસ્સલામ) અને હઝરત મહદી (રદિ.) બન્ને અલગ અલગ વ્યક્તિઓ છે. ઉપરાંત, બુખારી અને મુસ્લિમની હદીસોમાં અનેક સ્થળોએ હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના ઉતરાણ વખતે મુસલમાનોના એક ઈમામ યા અમીરની હાજરીનો ઉલ્લેખ મવજૂદ છે.

અને જ્યાં બીજી રિવાયતોમાં હઝરત મહદી (રદિ.)ની વિગત મવજૂદ છે, ત્યાં આ વાત પર કોઈ એક ઝઈફ (કમજોર) રિવાયત પણ નથી મળતી કે આ ઈમામ યા અમીરથી મુરાદ હઝરત મહદી (રદિ.) નથી.

એટલે આ વાત સુસ્પષ્ટ થઈ ગઈ કે, હઝરત ઈસા (અલયહિસ્સલામ) અને હઝરત મહદી (રદિ.) બે અલગ અલગ વ્યક્તિઓ છે, ન કે એક જ વ્યક્તિના બે અલગ અલગ નામો છે.

સારાંશ આ થયો કે હઝરત ઈસા (અલયહિસ્સલામ) અને હઝરત મહદી (રદિ.) જુદી વ્યક્તિઓ છે. એટલે જે લોકો સાચા માર્ગથી ભટકીને હઝરત ઈસા (અલયહિસ્સલામ) અને હઝરત મહદી (રદિ.) બન્નેને એક જ માને છે અને પરિણામે હઝરત મહદી (રદિ.)નો ઈનકાર કરે છે તેઓ ગુમરાહીના રસ્તા પર છે.

ખાસ કરીને કાદિયાની ફિરકો જેણે હઝરત ઈસા (અલયહિસ્સલામ) અને હઝરત મહદી (રદિ.) બન્નેને પ્રથમ તો એક જ વ્યક્તિ માની અને તે પછી મિરઝા ગુલામ અહમદ કાદિયાની (અલયહિ મિનલ્લાહિ મા યસ્તહિક)ને જ મહદી કહી દીધો, તેઓ યકીનન્ હકના માર્ગથી દૂર, ઘણા જ દૂર ગુમરાહીના જંગલોમાં ભટકે છે.

EFJFY 0 એક ઉપર એક અંધારાઓ જ અંધારાઓ છે (એવી

હાલતમાં જો કોઈ પોતાનો હાથ કાઢે (અને તેને જોવા ચાહે) તો તેનું દેખાવું સંભવિત જ નથી અને જેને અલ્લાહ (હિદાયતનો) પ્રકાશ નહિ આપે તેના માટે ક્યાંય પ્રકાશ નથી.'' (સૂરએ નૂર : ૪૦)

સાચી વાત તો આ છે કે હઝરત મહદીએ મુન્તઝર (જેમના જાહેર થવાની પ્રતીક્ષા છે) (અને જેમનું નામ) મુહમ્મદ બિન અબ્દુલ્લાહ (હશે) તથા હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના વિશે જેટલા પ્રમાણમાં નિશાનીઓ હદીસોમાં આવી છે, તેમાંથી કોઈ પણ નિશાની કોઈ રીતે પણ મિરઝા કાદિયાનીમાં કદીય જોવામાં આવતી નથી !

## ઝુહૂરે મહદી (રદિ.)નો અકીદો

(૧) હઝરત મહદી રદિયલ્લાહુ અન્હુના જાહેર થવાનો અકીદો દરેક મુસલમાનના માટે લાઝિમ અને વાજિબ છે.''

(નિબરાસ : ૩૦૫)

એ જ પ્રમાણે '' શર્હે અકીદતુલ સિફારીની'માં પણ ઉલ્લેખ છે :

''હઝરત મહદી (રદિ.)ના જાહેર થવા પર ઈમાન લાવવું વાજિબ છે. આ વાત અહલે ઈલ્મ હઝરાત (ઉલમાએ કિરામ)ને ત્યાં સાબિત પણ છે અને અહલે સુન્નત વલ જમાઅતના અકીદાઓની કિતાબોમાં પણ લખેલી છે.''

ઉપરાંત, અલ્લામા મુહમ્મદ બિન સુલયમાન અલ હલબી (રહ.) પણ લખે છે : ''તું જાણી લે કે ઈસા અલયહિસ્સલામના ઉતરાણ અને એ જ પ્રમાણે હઝરત મહદી (રદિ.)ના જાહેર થવા પર ઈમાન લાવવું વાજિબ છે.'' (નુખ્બતુલ લઆલી શર્હે બદઉલ અમાલી : ૭૧)

હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફરમાવે

છે : ''હઝરત મહદી (રદિ.)નું કયામત નજીક જાહેર થવું યકીની વાત છે અને હઝરત મહદી (રદિ.) અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નજરમાં હાકિમે બરહક થશે અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમના ખલીફા થવાની ભવિષ્યવાણી ફરમાવી દીધી છે.''

હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ (રહ.) આગળ ફરમાવે છે : ''હઝરત મહદી (રદિ.)ની ખિલાફતનો સમય આવશે તો આપનું અનુસરણ તે બાબતોમાં વાજિબ થશે જે ખલીફાને લગતી છે.''

(ઈઝાલતુલ ખિફાઅ : ૧/૨૬)

(૨) હઝરત મહદી (રદિ.)ના જાહેર થવાનો અકીદો અહલે સુન્નત વલ જમાઅતના સર્વમાન્ય અકાઈદમાંથી છે.

મૌલાના બદરે આલમ સાહબ મેરઠી (રહ.)એ ''તર્જુમાનુ–સ્સુન્નહ''માં નકલ કર્યું છે :

''અકીદહ સફારીની (કિતાબ)ની શર્હ (વિવરણ) લખનારે હઝરત મહદી (રદિ.)ના આગમનની હદીસો બાબત તવાતુર[1]ની વાત લખી છે અને એને અહલે સુન્નત વલ જમાઅતના અકાઈદમાં ગણ્યો છે.

એટલે હઝરત મહદી (રદિ.)ના આગમન પર ઉલમાના બયાન પ્રમાણે અને અહલે સુન્નત વલ જમાઅતના અકાઈદ પ્રમાણે યકીન કરવું જરૂરી છે.'' (તર્જુમાનુસ્સુન્નહ : ૩૭૭)

---

*૧ તવાતુર એટલે કે કોઈ હદીસને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળનાર અને ત્યાર પછી વર્ણવનાર દરેક તબક્કાના લોકો એટલા પ્રમાણમાં હોય કે તેમનું વર્ણવવા બાબત જુઠી રીતે એકમત થવું અસંભવ સમજવામાં આવે.*

(૩) હદીસોમાં આવેલ વર્ણનો અને વિગતોથી આપ (રદિ.)ના જાહેર થવાનું ચોક્કસ યકીન હાસિલ થાય છે.

(૪) હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક દૌરથી લઈને આજ સુધી દરેક દૌરમાં સલફ (પુરોગામી બુઝુર્ગો) અને ખલફ (અનુગામી બુઝુર્ગો )એ તથા તફસીરકર્તાઓ અને મુતકલ્લિમીન (ઈલ્મે કલામ—ઈલ્મે અકાઈદના વિદ્વાનો) તથા જમહૂર ઉલમાએ ઉમ્મતે સંપૂર્ણ યકીન સાથે પોતાની કિતાબો અને પોતાના કથનોમાં ઝુહૂરે મહદીને ખૂબ જ મહત્ત્વપૂર્ણ રીતે બયાન કર્યું છે.

આ બાબતમાં અબ્દુર્રહમાન મુબારકપૂરી (રહ.) લખે છે :

''દરેક જમાનામાં તમામ મુસલમાનોની નજીક આ વાત મશહૂર રહી છે કે, અહલે બયત (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખાનદાન)માંથી આખરી જમાનામાં એક શખ્સ જરૂર જાહેર થશે...... અને તેનું નામ મહદી હશે.'' (તુહફતુલ અહવઝી : ૬/ ૪૦૧)

સારાંશ આ છે કે લગભગ પૂરી ઉમ્મતે મુસ્લિમહ તવાતુરની સાથે હઝરત મહદી (રદિ.)ના આગમન અને આપના જાહેર થવાને માને છે.

(૫) ઉલમાએ અકાઈદે મહદીના જાહેર થવાને હક (સાચું) કહયું છે.

હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહબ ફરમાવે છે :

''કયામતથી પહેલા દજ્જાલનું નીકળવું, હઝરત મસીહ (અલયહિસ્સલામ) અને હઝરત મહદી (રદિ.)નું તશરીફ લાવવું અને જે ચીજોની ખબર સહીહ અને દલીલપાત્ર હદીસોથી સાબિત

થઈ છે, તેમનું બનવું હક છે. (જવાહિરુલ ઈમાનઃ ૮)

હઝરત મવલાના મુહમ્મદ ઈદ્રીસ કાંધલવી (રહ.) ''અકાઈદે ઈસ્લામ'માં લખે છે :

''અહલે સુન્નત વલ જમાઅતનો અકીદો છે કે, હઝરત મહદીનું જાહેર થવું આખિર જમાનામાં હક અને સત્ય છે અને તેના પર એઅતિકાદ રાખવો જરૂરી છે. એટલા માટે કે હઝરત મહદી (રદિ.) મુતવાતિર હદીસો અને ઈજમાએ ઉમ્મત (સર્વસંમતિ)થી સાબિત છે. જો કે એની કેટલીક વિગતો ખબરે વાહિદથી સાબિત છે. સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના જમાનાથી લઈ અત્યાર સુધી હઝરત મહદી (રદિ.)ના જાહેર થવાને પૂર્વ અને પશ્ચિમમાં દરેક હરોળના મુસલમાન ઉલમા અને સુલહા (નેક લોકો ) અવામ અને ખવાસ, દરેક જમાના અને યુગમાં નકલ કરતા આવ્યા છે.''

(અકાઈદે ઈસ્લામ : ૧/૬૪)



## મહદી (રદિ.)ના જાહેર થવાનો ઈનકાર કરનાર માટે શરઈ હુકમ

હઝરત મહદી (રદિ.)નું જાહેર થવું તમામ અહલે સુન્નતનો માન્ય અકીદો છે એટલે એનો ઈનકાર નથી કરી શકાતો, એટલે જે શખ્સ એનો ઈનકાર કરે તેના વિશે સય્યિદી વ સનદી ફકીહુલ ઉમ્મત હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)નો ફતવો વાંચો.

;JF, o X| ChZT DCNL sZlNPfGF ÔCZ YJFGM VSLNM S|VFG VG| CNL;GL ~V| H~lZlFT| NLGDFYL K| m

Ô| SM. ChZT DCNL sZlNPfGF ÔCZ YJFG| :JLSFZTM

G CMI TM TGF DF8 XZLVTGM X CSD K m

HJFA 0 CFIDNJ J D;I<, IJ J D;I<, DFPPPPPPP

અબૂ દાવૂદ શરીફમાં ખલીફતુલ્લાહ અલ મહદીની વિગતો, તેમની નિશાનીઓ, તેમના હાથ પર બયઅત, તેમના કારનામા વગેરે બાબતો જણાવવામાં આવ્યા છે.

જે શખ્સ તે (ઈમામ મહદી)ના જાહેર થવાને માનતો નથી, તે એ હદીસોને માનતો નથી. તેની ઈસ્લાહ કરવામાં આવે, જેથી તે સિરાતે મુસ્તકીમ (સાચા માર્ગ) પર આવી જાય.

(ફતાવા મહમૂદિય્યહ : ૧ / ૧૧૧)

આ વિશે હઝરત મૌલાના મુહમ્મદ અબ્દુલહક હક્કાની (રહ.) લખે છે :

''એહલે સુન્નતના અકાઈદમાંથી આ તો છે કે આખિર જમાનામાં હઝરત મહદી (રદિ.) જાહેર થઈને કાફિરોને મગ્લૂબ (તાબે) કરશે અને ઈસ્લામને બળવાન કરશે. બાકી જે વિગતો જણાવવામાં આવી છે તે ખબરે આહાદથી સાબિત કરવામાં આવી છે. તેમાં પણ ક્યાંક કેટલીક હદીસોના ટુકડાઓને મેળવીને કયાસથી એક વાત કાઢવામાં આવી છે, આવી વાતો પર યકીન નહિ કરવાથી માણસ ઈસ્લામથી નીકળતો નથી.

આ વાત પણ નિશ્ચિત છે કે આ બાબતમાં જેટલી હદીસો સાચી ખબર આપનાર અર્થાત્ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આપી છે—ભલે તે આપણા સુધી ગમે તે માધ્યમથી પહોંચી હોય અને તેને સમજવામાં પણ આપણાથી ગલતી થઈ હોય, છતાં તે બધી ખબરો સાચી જ છે અને તે પ્રમાણે જરૂર થઈને રહેશે.

એ જ વાત કયામતની બીજી નિશાનીઓ બાબત ધ્યાનમાં રહે.

(અકાઈદે ઈસ્લામ : ૧૮૫)

## હઝરાતે સહાબા (રદિ.)ની ચિંતા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરફથી અજીબ ખુશખબરી

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે : "અમને ડર થયો કે આપણા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બાદ દુર્ઘટનાઓ વધશે, માટે અમે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એ વિશે પૂછયું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"મારી ઉમ્મતમાં મહદી જાહેર થશે, જે પાંચ યા સાત યા નવ સુધી જીવંત રહેશે."

(હદીસના એક રાવી ઝૈદ (રદિ.)થી સંખ્યામાં શક પેદા થયો છે.)

ઝૈદ (રદિ.) ફરમાવે છે કે, "અમે અરજ કરી કે, આ સંખ્યા કઈ ચીજની છે ?"

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે, "વરસોની."

આપે ફરમાવ્યું કે, "તેમની પાસે એક શખ્સ આવીને કહેશે કે, મહદી ! મને આપો, મહદી ! મને આપો."

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો : "પછી તે તેને તેના કપડામાં (એટલા બધા દીનાર અને દિરહમ) ખોબો ભરીને આપશે કે તે ઉઠાવી પણ નહીં શકે. (તિરમિઝી શરીફ : ૨/ ૪૮)

મશહૂર મુહદ્દિસ અને ફકીહ હઝરત મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) આ હદીસ શરીફની રોશનીમાં ફરમાવે છે :

''જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરાતે સહાબા (રદિ.)ની સામે પ્રથમ ત્રણ જમાનાઓ ખૈર પર થવાની બશારત આપી તો હઝરાતે સહાબા (રદિ.) સમજી ગયા કે ફિત્ના અને દુર્ઘટનાઓ (દુઃખદ બનાવો) તેના પછી સામે આવશે અને ખૈરના ત્રણ યુગો બાદ એવો જમાનો આવશે કે દરેક આવનારો દિવસ ઉમ્મતના માટે વીતેલા દિવસ કરતાં બદતર સાબિત થશે.''

આ વાતથી હઝરાતે સહાબા (રદિ.)ને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મહબૂબ ઉમ્મતના ભવિષ્ય માટે ચિંતા થઈ કે આ ઉમ્મત દુનિયાદારીમાં મશગૂલ અને અચાનક મોત આવી જાય તો તેમની શી હાલત થશે ?

ઉપરાંત, આ બુરાઈ અને ફસાદ તથા ગુમરાહીના દૌરમાં ઉમ્મતે મુસ્લિમાને ગફલતની ઊંઘમાંથી કોણ જગાડશે ?

હઝરાતે સહાબા (રદિ.)ની આ ચિંતાને દૂર કરવા માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત મહદીના જાહેર થવાની ખુશખબરી આપી કે જેથી તેમને સંતોષ થઈ જાય કે આ ખતરનાક જમાનામાં પણ હાદીઓ (હિદાયત અને નસીહત કરનારાઓ) જાહેર થશે.

અને હાદીઓનું જાહેર થવું આ વાતની સ્પષ્ટ દલીલ છે કે એવા ફિત્નાના દૌરમાં પણ ખૈરનું તત્ત્વ મૌજૂદ હશે અને દીની તા'લીમ અને સુન્નતના પ્રચાર અને પ્રસારનો સિલસિલો ચાલુ રહેશે.''

(કવકબુદ્દુર્રી : ૨/૫૭)

ઉપરાંત, હઝરત મહદી (રદિ.)ના ધરતી પર રહેવા વિશે હદીસમાં વારિદ આ ત્રણે સંખ્યા : પાંચ, સાત અને નવના દરમિયાન અર્થમેળના સ્વરૂપ વિશે આગળ લખે છે :

''પ્રથમ લશ્કરની તૈયારીમાં પાંચ વરસ લાગશે, પછી બે વરસ કાફિરો સાથે જંગ થશે, પછી આખરી બે વરસ આપ જીવંત રહીને હુકૂમત કરશે.

આ રીતે હદીસના શબ્દોમાં જરા પણ વિરોધાભાસ નથી રહેતો અને પાંચ, સાત, નવ એ રાવીનો શક નહીં કહેવાય, બલકે અલગ અલગ રિવાયતો ગણાશે.





# હઝરત મહદી (રદિ.)નો દીની, દુન્યવી અને ઉખ્રવી (આખિરતનો) મકામ

(૧) હદીસ શરીફમાં ઈર્શાદ છે :

''તે કોમ કેવી રીતે હલાક થઈ શકે છે ? જેની શરૂઆત હું છું (અર્થાત્ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ), જેના દરમિયાન મહદી (રદિ.) છે અને જેના આખરી દૌરમાં હઝરત ઈસા (અલયહિસ્સલામ) તશરીફ લાવશે.''

(કન્ઝુલ ઉમ્માલ : ૧૪/૨૬૬—હદીસ નંબર : ૩૮૬૭૧)

(૨) આપ (અર્થાત્ હઝરત મહદી રદિ.) આખરી ખલીફ—એ રાશિદ થશે.

(૩) આપ (અર્થાત્ હઝરત મહદી રદિ.) આખરી મુજદ્દિદ થશે.

(૪) આપ (અર્થાત્ હઝરત મહદી રદિ.) વિલાયતના સર્વોચ્ચ મકામ પર બિરાજમાન થશે.

(૫) હદીસ શરીફમાં એક જગાએ આપ (રદિ.)ને જન્નતના સરદારોમાંથી એક સરદાર બતાવવામાં આવ્યા છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે,

''અમે અબ્દુલ મુત્તલિબની અવલાદ જન્નતના સરદાર થઈશું.

અર્થાત્, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ,

હમઝહ, અલી, જા'ફર, હસન, હુસૈન અને મહદી રદિયલ્લાહુ અન્હુમ. (ઈબ્ને માજહ : ૩૦૦)

આ રિવાયત ઈબ્ને માજહની મવઝૂઆત (મનઘડત)માં સામેલ નથી. ઉપરાંત, એના મુતાબિઆત અને પુરાવાઓ મવજૂદ છે.

(૬) અલ્લાહ તઆલા તરફથી આપ (રદિ.)ને ઘણી મોટી રૂહાની શક્તિ આપવામાં આવી હશે.

(૭) ખુલફાએ રાશિદીન બાદ આપનો જ દરજ્જો છે.

આ બાબતમાં મૌલાના મુહમ્મદ ઈદ્રીસ સાહબ કાંધલવી (રહ.) લખે છે :

''અને ઈમામ મહદી (રદિ.) ઉમ્મતે મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આખરી ખલીફ–એ રાશિદ છે, જેમનો દરજ્જો જમ્હૂર ઉલમાના નજીક અબૂબક્ર અને ઉમર (રદિ.) અને ખુલફાએ રાશિદીન બાદ છે.'' (નુઝૂલે ઈસા વ ઝુહૂરે મહદી : ૩૫)

(૮) આસમાન અને જમીનવાળા બધા આપ (રદિ.)થી ખુશ હશે.

(૯) હઝરત ઈસા (અલયહિસ્સલામ) આસમાનથી ઊતર્યા પછી પહેલી નમાઝ આપની ઈક્તિદામાં અદા ફરમાવશે અને એ આ ઉમ્મતે મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે સન્માન છે (કે આ ઉમ્મતના બા–કમાલ વ્યક્તિઓ તે છે જેમના પાછળ નબી નમાઝ અદા કરે.

(૧૦) આપ (હઝરત મહદી રદિ.) ન તો રસૂલ હશે અને ન તો નબી હશે, ન આપ (રદિ.) પર વહી નાઝિલ થશે, ન આપ નુબુવ્વતનો દા'વો કરશે, અને ન કોઈ આપ (રદિ.)ને નબી સમજીને ઈમાન લાવશે.

માલૂમ થયું કે જે શખ્સ મહદી હોવાની સાથે સાથે નુબુવ્વતનો દા'વો કરે તે જૂઠો છે.

એ જ પ્રમાણે જે લોકોએ આજ સુધી પોતાના વિશે મહદી હોવાના દા'વા કર્યા તેઓ પણ જૂઠા છે.

(૧૧) હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના આસમાનથી ઊતરતાં સુધી હઝરત મહદી (રદિ.) મુસલમાનોના ખલીફા અને હાકિમ હશે.

(૧૨) હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના આસમાનથી ઊતર્યા બાદ અમીરના સ્થાને હશે અને હઝરત મહદી (રદિ.) વઝીરના સ્થાને હશે અને બન્ને આપસમાં સલાહ–મશ્વરાથી કામ કરશે.

આ બાબતમાં મુફતી યૂસુફ સાહબ લુધિયાનવી (રહ.) ફરમાવે છે :

''હઝરત ઈસા (અલયહિસ્સલામ)નું આસમાનથી ઊતરવું ખલીફાની હૈસિયતથી હશે અને તેમની આ હૈસિયત અહલે ઈસ્લામના અકીદાઓમાં સામેલ છે. જયારે તેઓ આસમાનથી ઊતરશે તો હઝરત મહદી (રદિ.) ખિલાફતના કામો તેમને સોંપીને પોતે તેમના સલાહકારોમાં શામિલ થઈ જશે અને તમામ મુસલમાનો તેમના તાબેદાર હશે, માટે ન કોઈ દા'વાની જરૂરત હશે, ન રસ્મી ચૂંટણી અથવા પસંદગીની જરૂરત હશે.''

(અલ્મહદી વલ મસીહ : ૨૧)

# જાહેર થવાના સમય સુધી હઝરત મહદી (રદિ.)ની ગુપ્તતા

હદીસોના અભ્યાસથી આ વાતનો અંદાજો થાય છે કે, હઝરત મહદી (રદિ.)નું જાહેર થવું એક નિર્ધારિત સમય સુધી ગુપ્ત રાખવામાં આવશે.

જયારે જાહેર થવાનો સમય થશે ત્યારે અલ્લાહ તઆલા તરફથી અચાનક લોકો પર રહસ્ય જાહેર થઈ જશે.

અજીબ વાત આ છે કે જાહેર થતાં પહેલાં સુધી ખુદ હઝરત મહદી (રદિ.) પણ પોતાના મકામથી અપરિચિત—અજાણ હશે !

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો : ''અલ્લાહ તઆલા એક જ રાતમાં તેમને આ સલાહિય્યત (પાત્રતા) અર્પણ કરી દેશે.''

(ઈબ્ને માજહ : ૨/૩૧૦, મુસ્નદે અહમદ : ૧/૧૦૬)

આ હદીસના વિવરણમાં શૈખ અબ્દુલગની દહેલ્વી (રહ.) ફરમાવે છે :

''અલ્લાહ તઆલા એક જ રાતમાં અચાનક તેમને અમારત (હુકૂમત) અને ખિલાફતની આ ક્ષમતા અર્પણ કરી દેશે.''

(ઈન્જાહુલ હાજતિ અલા હામિશ ઈબ્ને માજહ)

અલ્લામા ઈબ્ને કસીર (રહ.) આ હદીસના વિવરણમાં ફરમાવે છે :

''અલ્લાહ તઆલા પોતાના ખુસૂસી ફઝલ અને તૌફીકથી

સરફરાઝ ફરમાવીને પ્રથમ તેમને (હકીકતનો) ઈલ્હામ (અંતઃપ્રેરણા) કરશે અને તે મકામથી પરિચિત કરશે, જેનાથી તેઓ પહેલાં અજાણ હતા.''

(અન્નિહાયહ ફીલ ફિતન્ વલ મલાહિમ : ૧/૩૧)

આપના કમાલાત અને ખૂબીઓ જાહેર થવાના સમય સુધી ગુપ્ત અને છુપાં હશે, એટલે જાહેર થવાના સમય પહેલાં કોઈ આપને ઓળખી નહિ શકશે.

અને જ્યારે જાહેર થવાનો નિર્ધારિત સમય આવી પહોંચશે તો અલ્લાહ તઆલા એક જ રાતમાં પોતાની કુદરતે કામિલાથી તેમનામાં હુકૂમતની તમામ ક્ષમતાઓ પેદા ફરમાવી દેશે, જેના કારણે તેમનું મહદી હોવું એવું સાફ અને સુસ્પષ્ટ થઈ જશે કે એક મામૂલી શખ્સ પણ આસાનીથી આપના વ્યક્તિત્ત્વને ઓળખી લેશે.

મુસીબતો અને સંકટોની વિપુલતાના કારણે આપનું જાહેર થવું સૌને મહબૂબ અને પ્યારું લાગશે.

✱✱✱

હઝરત મૌલાના બદરે આલમ મેરઠી મુહાજિરે મદની (રહ.) લખે છે : '' એક ઊંડી–ગહન હકીકત એનાથી હલ થઈ જાય છે, તે આ છે કે, અહીં કેટલાક કમજોર ઈમાનવાળાઓના દિલોમાં આ સવાલ પેદા થઈ શકે છે કે, જ્યારે હઝરત મહદી (રદિ.) આવી સુસ્પષ્ટ ખ્યાતિ અને ઓળખ ધરાવે છે તો તેમનો પરિચય અવામ અને ખવાસમાં કેવી રીતે છૂપો રહી શકે છે ? !

એટલે મુસીબતો, સંકટો અને દુઃખના સમયમાં તેમના જાહેર થવાનો ઈન્તિઝાર યોગ્ય (તાર્કિક) માલૂમ નથી થતો, પરંતુ આ

શબ્દો :

"અલ્લાહ તઆલા એક જ રાતમાં પોતાની કુદરતે કામિલાથી તેમનામાં હુકૂમતની તમામ ક્ષમતાઓ પેદા ફરમાવી દેશે"–થી મજકૂર (શંકાઓનો) હલ મળી જાય છે કે, એ સિફતો ભલેને કેટલાયે શખ્સોમાં કેમ ન હોય, પરંતુ તેમના આ આંતરિક પરિવર્તનો અને રૂહાનિયત, અલ્લાહ તઆલાની ઈચ્છા અનુસાર ગુપ્ત–છુપી રાખવામાં આવશે, અહીં સુધી કે જયારે તેમના જાહેર થવાનો સમય આવશે તો એક જ રાતની અંદર અંદર તેમની આંતરિક ખૂબીઓ લોકો સામે આવી જશે.

જાણે એ પણ એક કુદરતનો ચમત્કાર હશે કે તેમના જાહેર થતાં પહેલાં કોઈ શખ્સ તેમને ઓળખી નહિ શકશે અને જયારે સમય આવશે તો કુદરતે ઈલાહિય્યહ એક જ રાતમાં તે તમામ સલાહિય્યતો–યોગ્યતાઓ તેમનામાં પેદા કરી દેશે, જેમના પછી તેમનું મહદી હોવું એક આંધળા માટે પણ સ્પષ્ટ થઈ જશે.

જુઓ, દજ્જાલનું નીકળવું સહીહ હદીસોથી સાબિત છે, પરંતુ એ સાબિત થયેલી હકીકત, તેના (દજ્જાલના) નીકળવાથી પહેલા કેટલી ગુપ્ત છે.

અને જયારે કે આ દાસ્તાન પણ ફિત્નાના દૌરની છે તો હવે હઝરત મહદીના જાહેર થવામાં અને દજ્જાલના અસ્તિત્વમાં ચોખવટની માંગણી કરવી અથવા એની ચર્ચા અને વાદવિવાદમાં પડવું એ પોતે જ એક અલગ ફિત્નો છે." (તર્જુમાનુસ્સુન્નહ :૪/૪૦૪, ૪૦૫)

## હઝરત મહદી (રદિ.) ક્યારે જાહેર થશે ?

હદીસોમાં ઘણી જ તાકીદની સાથે હઝરત મહદી (રદિ.)ના

આગમન અને ત્યાર પછી ઉમ્મતે મુસ્લિમાના ઉત્થાન અને પ્રગતિની યકીની ખબરો આપવામાં આવી છે; પરંતુ સાથે જ કયા સમયે, કયા વરસે અને કયા મહિને આપ જાહેર થશે તે નિર્ધારિત કરવામાં નથી આવ્યું.

હા ! હદીસોથી જે જમાનામાં આપ જાહેર થનારા છે તે સમયના ઉમ્મતે મુસ્લિમાના અહેવાલનો કાફી હદ સુધી અંદાજો થઈ શકે છે. જેનાથી આ જાણવા મળે છે કે હવે જાહેર થવાનો જમાનો નજીક છે.

## જાહેર થવાના જમાના નજીક ઉમ્મતના સામાન્ય સંજોગો



(૧) જમીન (અર્થાત્ દુનિયા) જુલમ અને અત્યાચારથી ભરાઈ ગઈ હશે.

(૨) અત્યાચાર એટલો વ્યાપક અને વિપુલ હશે કે પનાહની જગા ન મળશે.

આ બાબતની એક રિવાયત હઝરત હાકિમ (રહ.)એ ઝિક્ર કરી છે કે, હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

''મારી ઉમ્મત પર તેમના રાજકર્તાઓ તરફથી ઘણી સખત મુસીબતો આવશે, અહીં સુધી કે તેમના પર જમીન તંગ થઈ જશે, તે પછી અલ્લાહ તઆલા મારા ખાનદાનમાંથી એક શખ્સને મોકલશે, તે જમીન (દુનિયા)ને અદલ અને ઈન્સાફથી એવી જ ભરી દેશે જેવી રીતે તે જુલમ અને અત્યાચારથી ભરાઈ ચૂકી હતી.''

(મુસ્તદરક લિલ હાકિમ)

(૩) લોકો એક બીજા પર થૂંકતા હશે.

હઝરત અલી (રદિ.) કહે છે : ''મહદી ત્યાં સુધી જાહેર નહિ થાય જ્યાં સુધી તમે લોકો એક બીજા પર થૂંકવા ન લાગી જાઓ.''

(મુન્તખબ કન્ઝુલ ઉમ્માલ : ૬/૩૩)

હઝરત મુફતી નિઝામુદ્દીન શામઝઈ (રહ.)ના સંશોધન પ્રમાણે આ હદીસ વિશ્વાસપાત્ર નથી. (અકીદ–એ ઝુહૂરે મહદી : ૭૦)

(૪) અલ્લાહ તઆલાનું નામ લેવું શિરચ્છેદ કરવા લાયક અપરાધ હશે. (મુસ્તરક લિલ હાકિમ : ૪/૫૫૪)

(૫) ઉમ્મત પર ઘણી જ આઝમાઈશ (કસોટી) થશે.

(૬) લોકોમાં મતભેદ અને ધરતીકંપો (અર્થાત્ : પરેશાન કરનારા હાલાત) હશે.

(૭) દીન (ઈસ્લામ) પર પડતી–અધઃપતન આવશે.

(૮) ફિત્નાઓની ભરમાર થશે.

(૯) હાલાત–સંજોગો એવા થશે કે મુસલમાન નિરાશાથી કહેશે કે, ''હવે શું મહદી આવશે ?'' અર્થાત્ મહદીના આગમન બાબતમાં લોકો નિરાશ થઈ જશે.

ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે :

''મહદી એવા નિરાશાના વાતાવરણમાં જાહેર થશે કે લોકો કહેવા લાગશે : ''મહદીનું અસ્તિત્વ જ નથી !'' (અલ હાવી : ૨/ ૭૬)

(૧૦) દુનિયા પર શયતાની તાકતોનું વર્ચસ્વ થશે.

(૧૧) મુસલમાનોના દિલોમાં પણ વાકાંપણું પેદા થઈ રહયું હશે.

(૧૨) દીન અને શરીઅતનું દુનિયામાં કોઈ મહત્ત્વ ન હશે.

**(૧૩) હરામને હલાલ સમજવામાં આવશે.**

**(૧૪) ભલાઈને બુરાઈ અને બુરાઈને ભલાઈ સમજવામાં આવશે.**

**આ દૌરમાં ઉમ્મત પર આવનારા હાલાતનો અંદાજો એક હદીસ શરીફથી લગાવી શકાય છે :**

**સવબાન રદિયલ્લાહુ અન્હુ કહે છે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું કે,**

**''એક જમાનો (એવો) આવશે કે (ગૈર) કોમો તમારા પર ચઢાઈ કરવા માટે એક બીજાને એવી રીતે આમંત્રણ આપશે, જેવી રીતે કે દસ્તરખ્વાન પર ખાનારાઓને આમંત્રણ આપવામાં આવે છે.''**

**(અને ખાનારા બધી બાજુથી દસ્તરખ્વાનને ઘેરી લે છે, એ જ રીતે કાફિરોની આ જમાઅતો મુસલમાનોને ઘેરી લેશે.)**

**સહાબા (રદિ.)એ અરજ કરી : ''હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! શું ત્યારે અમારી સંખ્યા ઓછી હશે?''**

**ફરમાવ્યું : ''નહીં ! બલકે ત્યારે તમે મોટી સંખ્યામાં હશો; પરંતુ (દીની એ'તિબારથી) તમે પૂરના પાણીના ઉપરના કીચડ અને ગંદકી (કાંપ)ની જેમ હશો અને દુશ્મનોના દિલોથી તમારી ધાક નીકળી જશે અને તમે 'વહ્ન'ના શિકાર થઈ જશો.''**

**પૂછવામાં આવ્યું : હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! ''વહ્ન શી ચીઝ છે ?''**

**રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું,**

**''દુનિયાથી મુહબ્બત અને મોતથી નફરત.''**

**(અબૂ દાવૂદ : ૨/૫૯૦– હદીસ નંબર : ૪૨૯૭)**

# પાંચમું પ્રકરણ

## હઝરત મહદી (રદિ.)ના હાલાત

### GFD અન G;A



✦ આપનું મુબારક નામ મુહમ્મદ હશે.

✦ આપના વાલિદનું નામ અબ્દુલ્લાહ હશે.

✦ આપનો ખાનદાની સંબંધ અહલે બય્ત અર્થાત્ બનૂ હાશિમથી હશે.

✦ આપ પોતાના વાલિદ તરફથી હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાહબઝાદી હઝરત ફાતિમા (રદિ.)ના બેટા હઝરત હસન (રદિ.)ની અવલાદમાંથી હશે.

✦ આપ વાલિદહ (માતા)ના તરફથી હઝરત હુસૈન (રદિ.) શહીદે કરબલાની અવલાદમાંથી હશે. અર્થાત્ હુસૈની સય્યિદ હશે.

અસલમાં આ બાબતમાં રિવાયતો ભિન્ન ભિન્ન છે.

❍ કેટલાકમાં આપનું હસની હોવું જણાવ્યું છે.

❍ કેટલાકમાં આપનું હુસૈની હોવું જણાવ્યું છે.

(૧) ઈમામ અબૂ દાવૂદ (રહ.)એ પોતાની ''સુનન'' માં એક અન્ય વિષય બાબત ચર્ચા દરમિયાન આ રિવાયત ઝિક્ર કરી છે.

હઝરત અલી (રદિ.)એ પોતાના બેટા હસન (રદિ.)ની તરફ જોઈને આ પ્રમાણે ફરમાવ્યું :

''મારો આ બેટો સરદાર છે, જેમ કે ખુદ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને 'સય્યિદ' (સરદાર)ના લકબથી નવાઝયા, એમની નસલ (વંશ)થી એક શખ્સ પેદા થશે, જેનું નામ તમારા નબીના નામ જેવું હશે.''

(અબૂ દાવૂદ : ૨/ ૫૮૯–હદીસ નંબર : ૪૨૯૦)

(૨) હઝરત હુસૈન (રદિ.)ની અવલાદમાંથી એક શખ્સ પૂર્વ દિશા તરફથી જાહેર થશે, ધારી લો કે જો પહાડ પણ તેના રસ્તામાં રુકાવટ બને તો તે તેને તોડી–ફોડીને તેમાંથી પોતાનો રસ્તો બનાવી લેશે.''

(અખ્ર–જહૂ અલ હાકિમ વ ઈબ્નુ અસાકિર વ કમા ફીલ હાવી : ૨/૬૬)



આ બન્ને રિવાયતોનો ખુલાસો અને વિરોધાભાસ બાબત 'નિબરાસ'ના લેખક લખે છે : આ બાબતે લોકોમાં મતભેદ છે કે હઝરત મહદી (રદિ.) કોની અવલાદમાંથી હશે ? હઝરત હસન (રદિ.)ની અવલાદમાંથી થશે યા હઝરત હુસૈન (રદિ.)ની ઓલાદમાંથી ?

જો કે ઉત્તમ મંતવ્ય તો એ જ છે કે આપ હઝરત હસન (રદિ.)ની અવલાદમાંથી થશે, કારણ કે આ મતના સમર્થનમાં હઝરત અલી (રદિ.)ની એક રિવાયત પણ છે, જેને અબૂ દાવૂદ (રહ.)એ નકલ કરી છે.

કેટલાક હઝરાતે બંને મતોમાં આ રીતે અર્થમેળ કર્યો છે કે :

હઝરત મહદી (રદિ.)ના વાલિદ હઝરત હસન (રદિ.)ના ખાનદાનમાંથી હશે અને આપની વાલિદહ હઝરત હુસૈન (રદિ.)ના ખાનદાનમાંથી હશે. (નિબરાસ : ૩૧૬)

## એક રહસ્ય

ઈબ્નુલ કય્યિમ અલ જવઝી (રહ.) લખે છે :

''હઝરત મહદી (રદિ.)નું હઝરત હસન (રદિ.)ની અવલાદમાંથી હોવામાં એક સુક્ષ્મ વાત–રહસ્ય આ છે કે, હઝરત હસન (રદિ.) અલ્લાહ તઆલાની ખુશનૂદીના માટે ખિલાફત છોડનાર બંદા છે. પરિણામે અલ્લાહ તઆલાએ તેમની અવલાદમાં એક એવા શખ્સનું જાહેર થવું નિર્ધારિત કરી દીધું, જે સાચી ખિલાફત સ્થાપશે. તે ખિલાફત એવા ઈન્સાફવાળી હશે જેમાં આખી દુનિયા શામિલ હશે.

અને એ તો દસ્તૂરે ખુદાવંદી–ખુદાઈ કાનૂન છે કે જે શખ્સ અલ્લાહ તઆલાના માટે કોઈ ચીઝનો ત્યાગ કરે છે તો અલ્લાહ તઆલા ખુદ તેને અથવા તેની અવલાદમાંથી કોઈને એના કરતાં બહેતર (ચઢિયાતી) ચીજ અર્પણ કરે છે.

(અલ મનાર અલ મુનીફ : ૧૫૧, ફયઝુલ કદીર : ૬/૨૭૯)

## લકબ

✦ આપનો જાણીતો લકબ ''મહદી'' હશે.

✦ ''મહદી''નો અર્થ છે : ''હિદાયત યાફતા'' (જેને અલ્લાહ તઆલાના તરફથી હકની હિદાયત મળી હોય અને તે શખ્સ બીજાઓના માટે હિદાયતનું માધ્યમ બને.)

✦ શાબ્દિક રીતે દરેક નેક માણસને, હિદાયત મેળવનાર, સીધા અને સહીહ રસ્તા પર ચાલનારને ''મહદી'' કહી શકાય છે; પરંતુ અહલે સુન્નત વલ જમાઅતની પરિભાષામાં (જે હકીકતમાં શરઈ પરિભાષા છે તેમાં) જ્યારે 'મહદી' શબ્દ બોલવામાં આવે છે તો તેનાથી તે શરીફ ઝાત (વ્યક્તિ) મુરાદ હોય છે જેમના આગમનની ખુશખબરી કયામતની નજીક હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના આસમાનથી ઊતરવા પહેલાં મુતવાતિર અહાદીસમાં આપવામાં આવી છે.

✦ તેઓ નિરાશાજનક સંજોગોમાં નવી આશાઓ બનીને તશરીફ લાવશે અને આ ઉમ્મત માટે વૈશ્વિક સરબુલંદીનું માધ્યમ પુરવાર થશે.

✦ તેમની ખાસ નિશાનીઓ અને પરિચયની વિગતો સહીહ સનદની સાથે સહીહ હદીસોમાં વર્ણવેલી છે અને એ નિશાનીઓનો સંબંધ મજકૂર ખાસ મહદી સિવાય કોઈ બીજા પર થઈ જ નથી શકતો.



# છઠ્ઠું પ્રકરણ

## લકબની સાથે "ઈમામ" અને "અલયહિસ્સલામ" શબ્દોના વધારાની હકીકત

**''ઈમામ'' શબ્દનો ઉપયોગ :**

હઝરત મહદી (રદિ.)ના નામની સાથે કેટલાક લોકો ''ઈમામ'' શબ્દનો ઉપયોગ કરે છે અને આપણા કેટલાક ઉલમાએ સચોટ દલીલોની સાથે એની ઈજાઝત પણ આપી છે; પરંતુ એનો ઉપયોગ બિલકુલ ન કરવો જ યોગ્ય છે.

ન તો આપ (હઝરત મહદી રદિ.)ના હકમાં પરિભાષા બનાવીને એ શબ્દનો ઉપયોગ કરવામાં આવે, અને ન જ શાબ્દિક રીતે એનો ઉપયોગ દુરુસ્ત છે.

કારણ કે ''ઈમામ'' શબ્દનો ઉપયોગ કરવાથી એક શીયાપંથી દષ્ટિબિંદુના પ્રચારની શંકા થાય છે, તે દષ્ટિબિંદુ આ છે કે :

શીઆ લોકો જે બાર વ્યક્તિઓની નબીઓ જેવી પવિત્રતાને માને છે તેમને ''ઈમામ'' કહે છે. એટલે હઝરત મહદી (રદિ.)ની સાથે ''ઈમામ'' શબ્દનો ઉપયોગ કરવામાં શીઆ લોકોના ઉપયોગની દષ્ટિએ સામ્યતા થશે.

અને શાબ્દિક અર્થની રૂએ પણ હઝરત મહદી (રદિ.)ના માટે એ શબ્દનો ઉપયોગ ન કરવામાં આવે, કારણ કે હઝરાતે ખુલફાએ રાશિદીન (રદિ.) મરતબામાં તેમના કરતાં પણ મોટા હોવા છતાં તેમના માટે આ શબ્દના ઉપયોગ કરવાનો રિવાજ નથી.

GMW 0 તેમ છતાં હઝરત મહદીના નામ સાથે ઈમામ શબ્દ વાપરી શકાય છે, કારણ કે હદીસ શરીફમાં ઈમામ શબ્દ વાપરવામાં આવ્યો છે.

''અલયહિસ્સલામ'' શબ્દનો ઉપયોગ :

એ જ પ્રમાણે કેટલાક લોકો હઝરત મહદી (રદિ.)ના લકબની સાથે ''અલયહિસ્સલામ'' શબ્દ બોલે છે, જો કે ઉર્ફ (લોકભાષા)માં અલયહિસ્સલામ શબ્દનો હઝરાતે અમ્બિયા અને મલાઈકહ (ફરિશ્તા)ના માટે જ ઉપયોગ થાય છે.

હઝરત મહદી (રદિ) ન તો નબી છે અને ન ફરિશ્તા છે.

એટલે 'અલયહિસ્સલામ' શબ્દ તેમના માટે ન વાપરવો જોઈએ; બલકે ''રદિયલ્લાહુ તઆલા અન્હુ'' કહેવું મુનાસિબ–યોગ્ય છે.

ઉસ્તાઝે મુહતરમ હઝરત મુફતી સઈદ અહમદ સાહબ પાલનપૂરી (દામત બરકાતુહુમ) '' હુજ્જતુલ્લાહિલ બાલિગહ''ની પોતાની અજોડ વિવેચન ''રહમતુલ્લાહિ વાસિઅહ''માં લખે છે :

ચેતવણી : હઝરાતે હસનૈન રદિયલ્લાહુ અન્હુમાના મુબારક નામોની સાથે ''ઈમામ'' શબ્દનો ઉપયોગ કરવા માટે હઝરત શાહ (વલીયુલ્લાહ) સાહબ (મુહદ્દિષ દહેલ્વી) રહિમહુલ્લાહએ ખુત્બાતે જુમ્આના બીજા ખુત્બામાં પણ મનાઈ ફરમાવી છે, કારણ કે તેમની ઈમામતનો અકીદો શીઆ લોકોનો છે અને શાબ્દિક અર્થમાં ઉપયોગ

કરવાની પરવાનગીની શક્યતા એટલા માટે દુરુસ્ત નથી કે ખુલફાએ રાશિદીન (રદિ.)ના નામોની સાથે આ શબ્દનો ઉપયોગ નથી કર્યો, જો કે તેઓ વધારે હકદાર હતા.

આ જ પ્રમાણે ઘણા લેખકોની કલમમાંથી ઉપરોક્ત બુઝુર્ગોના નામની સાથે 'અલયહિસ્સલામ' નીકળી જાય છે જે અહલે સુન્નતની નજીક કોઈ પણ રીતે દુરુસ્ત નથી, કારણ કે બાર ઈમામોની નુબુવ્વત અને પવિત્રતા તથા નિર્દોષતાનો અકીદો શીઆ લોકોનો છે.''

(રહમતુલ્લાહિલ વાસિઅહ : ૧/૮૫)

'અલયહિસ્સલામ' શબ્દના ઉપયોગ વિશે લગભગ એ જ વાત મવલાના ખૈર મુહમ્મદ જાલન્ધરી સાહેબે એક સવાલના જવાબમાં ફતવા રૂપે લખી છે :

''નિચોડ એ કે, 'ઈમામ મહદી અલયહિસ્સલામ' આ લકબ જે લોકોમાં મશહૂર થઈ ગયો છે, તે શીઆની અસરોનું પરિણામ હોઈ શકે છે અથવા બેખબરી–અજાણતામાં મુહબ્બત અને અકીદતને કારણે એવી વાતો ઝબાન અને કલમથી નીકળી જાય છે. માટે એનાથી સાવધ રહેવું ઘણું જ જરૂરી છે. (ખયરુલ ફતાવા : ૧/૧૪૮)



cZlNI<,FC VgCc XaNGM p5IMU ;CLC K

રહી વાત આ કે, હઝરત મહદીને 'રદિયલ્લાહુ અન્હુ' કહેવું કેવી રીતે સહીહ હોઈ શકે છે ? એનું કારણ આ છે કે, આપ લગભગ બે વરસ સુધી હઝરત ઈસા અલયહિસ્સલામની સુહબત મેળવશે.

ઉપરાંત, રિવાયતોમાં હઝરત વિશે ''આસમાન અને જમીનના લોકો તેમનાથી રાજી થશે'' શબ્દો આવેલા છે.

(કન્ઝુલ ઉમ્માલ : ૧૪/૨૭૦–હદીસ નંબર–૩૮૫૯૬)

એ લિહાઝથી જાહેર થયા પછી 'રદિયલ્લાહુ અન્હુ'ના પાકીઝા શબ્દોની સાથે હઝરત મહદી (રદિ.)નો ઉલ્લેખ જાઈઝ થશે.

GMW 0 હદીસોમાં હઝરત મહદી (રદિ.)ના માટે વિપુલ પ્રમાણમાં ઈમામ શબ્દનો ઉપયોગ થયો છે, એ જ કારણે અનેક ઉલમા હઝરત મહદી માટે ''ઈમામ'' શબ્દનો ઉપયોગ કરતા આવ્યા છે. અલબત્ત, ઈમામતનો અકીદો શીઆ લોકોનો બુનિયાદી અને મહત્ત્વનો અકીદો છે, તેથી આપણા માટે એ જ મુનાસિબ છે કે આપણે આ શબ્દના ઉપયોગથી બચીએ.

ccJ I,gGFI; OL DF IVIXSvG DÔICAcc

સારાંશ આ નીકળ્યો કે, આપનો મુનાસિબ લકબ હઝરત મહદી 'રદિયલ્લાહુ અન્હુ' છે.



## હઝરત મહદી (રદિ.)નું વતન

એક હદીસમાં છે, એક ખલીફાના મોત વખતે મતભેદ થશે, ત્યારે મદીનાવાળાઓમાંથી એક શખ્સ મક્કાની તરફ ભાગી જશે. લોકો તેમની પાસે આવીને તેને ઈમામતના માટે કાઢશે, જો કે તે એને પસંદ કરતો ન હશે. પછી તે લોકો હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમની વચ્ચે તેનાથી બયઅત કરશે. (અબૂ દાવૂદ : ૨/૫૮૯)

હઝરત મહદી (રદિ.)નું મૂળ વતન અને જન્મ સ્થળ મદીના મુનવ્વરહ છે અને જાહેર થવાનું સ્થળ મક્કા મુકર્રમા છે.

આપ બયતુલ મુકદસ (મુલ્કે શામ)ની તરફ દીનને બુલંદ કરવા માટે હિજરત ફરમાવશે.

મુલ્લા અલી કારી (રહ.) ''શર્હે ફિકહે અકબર''માં લખે છે :

"હઝરત મહદી (રદિ.) પ્રથમ હરમૈન શરીફૈન (પવિત્ર મક્કા અને મદીના)માં જાહેર થશે. પછી બયતુલ મુકદસ (JERUSALEM) તશરીફ લઈ જશે." (શર્હે ફિકહે અકબર : ૧૩૬)

## શકલ અને સૂરત (મુખાકૃતિ અને દેખાવ)

આપની શકલ અને સૂરત વિશે હઝરત શાહ રફીઉદ્દીન સાહબ દહેલ્વી (રહ.) લખે છે કે :

❖ આપનું કદ અને બાંધો કંઈક લાંબો હશે.

❖ બદન ચુસ્ત હશે.

❖ રંગ ખુલેલો–નિખરેલો હશે.

❖ ચહેરો પયગમ્બરે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ચહેરાની સાથે સામ્યતા ધરાવતો હશે.

❖ ઉપરાંત, આપના અખ્લાક પયગમ્બરે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અખ્લાક સાથે સંપૂર્ણ રીતે સામ્યતા ધરાવતા હશે. (અલામાતે કિયામત :૧૦)

હદીસોમાં આપના નામ અને નસબની સાથે શકલ અને સૂરતને પણ ટૂંકમાં દર્શાવવામાં આવ્યા છે, જેથી આપના વ્યકિતત્ત્વની ઓળખમાં કોઈ શંકા ન રહે.

એ બાબતમાં અબૂ દાવૂદ શરીફની રિવાયતના શબ્દો આ છે :

"મહદી મારી અવલાદમાંથી છે, તે વિશાળ કપાળ અને બુલંદ તથા બારીક નાકવાળા છે." (અબૂ દાવૂદ : ૨/૫૮૮)

આ હદીસમાં આંખોથી નજર આવનારી હઝરત મહદી (રદિ.)ની બે શારીરિક નિશાનીઓનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે :

❖ એક આ કે તેઓ રોશન અને વિશાળ કપાળવાળા હશે અને

❖ બીજું આ કે તેઓ બુલંદ નાકવાળા હશે.

આ બન્ને ચીજોને ઈન્સાનની ખૂબસૂરતી અને હુસ્નો–જમાલ (સૌંદર્ય)માં ખાસ દખલ હોય છે, એટલા જ માટે ખાસ રીતે એનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

એ જ કારણ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર દેખાવમાં પણ એ બન્ને ચીજોનો ઉલ્લેખ આવે છે.

(શમાઈલે તિરમિઝી : ૨)

આ બે નિશાનીઓ દર્શાવવાનો મતલબ એ સમજવો જોઈએ કે આપ ખૂબસૂરત અને રૂપાળા પણ હશે; પરંતુ તેમની અસલ નિશાની અને ઓળખ તેમનું આ કારનામું હશે કે દુનિયામાંથી જુલમ અને અત્યાચાર નષ્ટ થઈ જશે અને આપણી આ દુનિયા ન્યાય અને ઈન્સાફની દુનિયા બની જશે. (મઆરિફુલ હદીસ : ૮/૧૭૧)

એવી જ એક રિવાયત 'મુસ્તદરક લિલ હાકિમ' માં પણ છે,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

''મહદી (રદિ.) અહલે બયતમાંથી હશે, સીધા, બારીક નાક–વાળા (હશે.) તથા વિશાળ કપાળવાળા હશે. તે જમીન અર્થાત્ દુનિયાને એ જ પ્રમાણે ન્યાય અને ઈન્સાફથી ભરી દેશે, જેવી રીતે તે જુલમ અને સિતમથી ભરેલી હતી. તેઓ આટલા (વર્ષ) જીવંત રહેશે.''

(આ ફરમાવ્યા બાદ)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ (પાંચેય આંગળીઓ પહોળી કરીને) ડાબા હાથને ખોલી દીધો અને જમણા હાથની બે આંગળીઓ (શહાદતની આંગળી અને અંગૂઠા)ને ખોલી દીધા અને બાકીની ત્રણ આંગળીઓ બંધ રાખી. (એટલે કે સાત આંગળીઓ ખોલી દીધી.)

કેટલીક રિવાયતોમાં બીજી એક વધારે શારીરિક સિફત આ રીતે વર્ણવવામાં આવી છે.

''હઝરત મહદી ગંદુમી રંગ (ઘઉંવર્ણા) ચહેરા અને બદનવાળા કુરૈશના નવજવાન હશે.'' (મુન્તખબ કન્ઝુલ ઉમ્માલ : ૬/૩૪)

હદીસ શરીફના ઉપરોક્ત લખાણોમાં આપની ત્રણ શારીરિક સિફતોનો ઉલ્લેખ છે; પરંતુ વિશેષ ઓળખ તો આ જ છે કે,

આપને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે સીરત (ચરિત્ર)માં મુશાબહત (એકરૂપતા) હશે.

હા, આ વાતથી ઈનકાર નથી કે, ઈલ્મ અને અમલ, રૂહાની અને અખ્લાકી કમાલાત (ખૂબીઓ) સાથે સાથે જ આપની સુંદર શકલ અને સૂરત આપના તરફ લોકોના આકર્ષણનું માધ્યમ બનશે.

એટલે અબૂ દાવૂદ (રહ.)એ હઝરત ઉમ્મે સલમહ (રદિ.)ની રિવાયતની નીચે લખ્યું છે કે,

''મહદી (રદિ.) અખ્લાકમાં તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે સમરૂપ ધરાવનાર હશે; પરંતુ શકલ અને સૂરતમાં નહીં.'' (અબૂ દાવૂદ : ૨/૫૮૯–હદીસ નંબર ૪૨૯૦)

''બઝલુલ મજહૂદ'' ના લેખક ફરમાવે છે :

''હઝરત મહદી (રદિ.) પોતાના બુલંદ અખ્લાકમાં તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે સમરૂપ ધરાવનાર હશે; પરંતુ શકલ અને સૂરત (દેખાવ)માં સામ્યતા ધરાવતા ન હશે.''

(બઝલુલ મજહૂદ : ૫/૧૦૩)

એનાથી એક વાત આ પણ જાહેર થાય છે કે, હઝરત મહદી (રદિ.)ના અખ્લાક જ્યારે અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અખ્લાકે તય્યિબહથી મુશાબહત (સામ્યતા) ધરાવતા હશે તો આ અખ્લાકી મુશાબહત આપના પરિચયના માટે ઘણી મોટી નિશાની સાબિત થશે.

ઉપરાંત, આ પણ માલૂમ થયું કે એ જરૂરી નથી કે તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી શારીરિક રીતે સંપૂર્ણ સામ્યતા ધરાવતા હોય.





# સાતમું પ્રકરણ

## મહદી (રદિ.)નું જાહેર થવું અને તે વખતના હાલાત

ChZT DCNL sZINPfG ÔCZ YJ SJL ZLT YX m



હઝરત મહદી (રદિ.)નો જાહેર થવાનો સમય આપણે નિર્ધારિત કરી શકતા નથી. અલબત્ત, ઘણી હદીસોમાં હઝરત મહદી (રદિ.)ના જાહેર થવા બાબત જે વર્ણન આવ્યું છે, એનો સારાંશ આ છે કે :

❖ એક ખલીફાનો ઈન્તિકાલ થશે અને મુસલમાનોમાં ખિલાફત બાબતે મતભેદ થશે કે કોને અમીર બનાવવામાં આવે ?

❖ મદીનાવાળાઓમાંથી એક બા–કમાલ શખ્સ (અર્થાત્ હઝરત મહદી (રદિ.) જેઓ હજુ લોકોમાં પરિચિત ન હશે) મક્કા–મુકર્રમા તરફ ચાલ્યા જશે. એમને એ ડર હશે કે લોકો મને ખલીફા બનાવશે અને તેઓ પોતે આ પદ કબૂલ કરવું પસંદ ફરમાવતા ન હશે.

❖ તેઓ પોતાને છુપાવવાની કોશિશ કરશે; પરંતુ મક્કાના લોકો આપની સુંદર અને બા–કમાલ વ્યક્તિત્ત્વને ઓળખી લેશે અને તેમની (હઝરત મહદી રદિ.)ની અનિચ્છા છતાં હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમના દરમિયાન તેમના હાથ પર ખિલાફતની બયઅત કરવાનું શરૂ કરશે.

❖ બિલકુલ શરૂઆતમાં જે લોકો હઝરત મહદી (રદિ.)ના બરકતવંત હાથ પર બયઅતનું સૌભાગ્ય પ્રાપ્ત કરશે તેમની સંખ્યા અસ્હાબે બદરિય્યીન અને અસ્હાબે તાલૂતની જેમ ત્રણસો તેર (૩૧૩) હશે.

(ગઝવએ બદરના મોકા પર મશ્હૂર કથન પ્રમાણે ૩૧૩ સહાબા (રદિ.) હતા અને હઝરત તાલૂતની સાથે તેમની હિદાયત (સૂચના) પર અમલ કરીને જાલૂતના મુકાબલાના માટે આગળ વધનારા પણ ૩૧૩ હતા.)

❖ તે પછી જેમ જેમ ખબર ફેલાતી જશે, મુખ્લિસીન વિવિધ જમાઅતોમાં પહોંચીને આપની ફરતે ભેગા થતાં રહેશે.

❖ પૂર્વ (દિશા) તરફથી એક જમાઅત આવશે અને હઝરત મહદી (રદિ.)નું સમર્થન કરીને હુકૂમતની સ્થાપનામાં મદદ કરશે.

આ અંગેની રિવાયતો :

(૧) "પૂર્વ દિશામાંથી લોકો આવશે અને સલ્તનતની સ્થાપનામાં હઝરત મહદી (રદિ.)ની મદદ કરશે."

મજકૂર હદીસના તમામ રાવીઓ પર વિસ્તૃત સમીક્ષા કરતાં હઝરત મુફતી નિઝામુદ્દીન શામઝઈ (રહ.) ફરમાવે છે :

આ હદીસ પણ વિશ્વાસપાત્ર છે, કારણ કે કોઈએ એને બનાવટી કહી નથી,

ઈરાક , શામ (સિરિયા), યમનના અબ્દાલ પણ આવશે અને હઝરત મહદી (રદિ.)ના હાથ પર બયઅત કરશે.

પ્રાથમિક તબક્કામાં હઝરત મહદી (રદિ.)નું લશ્કર અસબાબ

(શસ્ત્ર–સરંજામ)ની રૂએ કમજોર હશે; પરંતુ અલ્લાહ તઆલાની મદદ અને સહાય તેમની સાથે હશે, જેની બરકતથી આપ આગળ વધતા ચાલ્યા જશે.

(૨) એક હદીસમાં છે :

એક ખલીફાના મોત વખતે મતભેદ થશે, ત્યારે એક શખ્સ મદીના મુનવ્વરાથી નીકળશે અને મક્કા મુકર્રમા ચાલ્યો જશે. લોકો તેને જબરદસ્તીથી તેના ઘરથી બહાર કાઢીને હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમના દરમિયાન તેનાથી બયઅત થશે. સિરિયા તરફથી તેના મુકાબલામાં એક લશ્કર મોકલવામાં આવશે, જયારે તે લશ્કર બયદાઅ નામના સ્થળે હશે ત્યારે તેને ધરતીમાં ધસાવી દેવામાં આવશે.

પછી તેમની પાસે ઈરાકની ટુકડીઓ અને શામના અબ્દાલ હઝરાત તશરીફ લાવશે અને તેમનાથી બયઅત લેશે.

તે ખજાનાઓને કાઢશે અને માલ વહેંચશે અને ઈસ્લામને દુનિયામાં સ્થિરતા પ્રાપ્ત થશે અને તે એ જ હાલતમાં સાત યા નવ વરસ રહેશે.

(મુસન્નફુ અબ્દિર્રઝઝાક :૧૧/૩૭૧–હદીસ નંબર :૪૦૭૬૯, અબૂ દાવૂદ–હદીસ નંબર : ૪૨૮૬)

(૩) મુસ્લિમ શરીફની એક હદીસમાં છે :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યો કે, ''ખુદાની કસમ ! એક લશ્કર આ ઘર (બયતુલ્લાહ) પર ચઢાઈનો ઈરાદો કરશે. અહીં સુધી કે જ્યારે તે (લશ્કર) બયદાઅ નામના સ્થળે હશે ત્યારે તેનો દરમિયાની ભાગ ધરતીમાં ધસાવી દેવામાં

આવશે.

તે લશ્કરનો આગળનો ભાગ પાછળના ભાગને પોકારશે, તે પછી તેમને પણ ધસાવી દેવામાં આવશે. ત્યારે (આ) ખબર પહોંચાડનાર શખ્સના સિવાય કોઈ જીવતો નહિ બચશે.''

(મુસ્લિમ શરીફ : ૨/૩૮૮–હદીસ નં : ૨૮૮૩)

(૪) મુસ્લિમ શરીફની એક બીજી હદીસ શરીફમાં છે :

''ટૂંકમાં બયતુલ્લાહમાં એક કોમ પનાહ લેશે, તેની પાસે ન પ્રતિકારક શક્તિ હશે, ન સંખ્યાબળ, ન તૈયારી, તેમના પર લશ્કર ચઢાઈ કરશે અહીં સુધી કે, જ્યારે તે લશ્કર બયદાઅ (નામના સ્થળે) હશે તો તેને (ધરતીમાં) ધસાવી દેવામાં આવશે.''

યૂસુફ બિન માહિક (રાવી) ફરમાવે છે : ''ત્યારે સિરિયાના લોકો મક્કા તરફ કૂચ કરી રહયા હશે. (મુસ્લિમ શરીફ : ૨/૩૮૮)



## "સુફિયાની"નું નીકળવું અને હઝરત મહદી (રદિ.)ની પ્રથમ દેખીતી કરામત

❖ 'સુફિયાની'નો બનાવ હઝરત મહદી (રદિ.)ના બનાવોમાં ઘણો જ મહત્ત્વનો છે.

❖ સુફિયાની ખાલિદ બિન યઝીદ બિન અબૂ સુફિયાનની અવલાદમાંથી હશે, એટલા માટે તેને સુફિયાની કહે છે.

❖ તેનું નામ 'ઉર્વહ' બતાવવામાં આવ્યું છે.

❖ તે કુરૈશ ખાનદાનથી સંબંધ ધરાવનાર શખ્સ હશે.

❖ તેનું મોસાળ (માતાનું પિયર) બનૂ કલ્બ કબીલો હશે, એટલે

બનૂ કલ્બના લોકો તેના મિત્રો હશે.

❖ 'સૂફિયાની'નો સંબંધ મુલ્કે શામ (સિરિયા)માં દમિશ્ક (DAMASCUS)ના રણ વિસ્તાર સાથે હશે.

❖ તેનો હુકમ શામ (સિરિયા) અને મિસર (ઈજીપ્ત)ના ફરતે ચાલશે.

❖ તે ઘણો જ જાલિમ, અત્યાચારી અને ત્રાસવાદી શખ્સ હશે.

❖ તે લોકોનો કત્લે આમ કરશે. ખાસ કરીને સાદાત (સય્યિદો) તેના લક્ષ્યે હશે.

❖ તે ઓરતોનાં પેટ ચીરશે, બાળકોને કતલ કરશે.

❖ કૈસ કબીલાના લોકો તેના મુકાબલા માટે ભેગા થશે તો તે તેમને બધાને કતલ કરી દેશે.



## સુફિયાની વિશે રિવાયતો

આ સિલસિલાની રિવાયતો નીચે પ્રમાણે છે :

(૧) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) કહે છે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : ''એક શખ્સ દમિશ્ક (DAMASCUS)થી નીકળશે,

❖ તેને સુફિયાની કહેવામાં આવશે.

❖ તેના સહયોગીઓની અધિક સંખ્યા બનુ કલ્બ કબીલામાંથી હશે.

❖ તે લોકોને કતલ કરતો ફરશે, અહીં સુધી કે ઓરતોના પેટ

ચીરશે અને બાળકોને કતલ કરશે. કૈસ કબીલાના લોકો સુફિયાનીના લશ્કરના મુકાબલા માટે ભેગાં થઈ જશે તો તે તેમનો પણ સંહાર કરશે. અહીં સુધી કે તેમનામાંથી કોઈ પણ જીવતો નહિ બચશે.

❖ તે પછી મારા અહલે બયતમાંથી એક શખ્સ (અર્થાત્ મહદી રદિ.) 'હર્હ' સ્થળે સામે આવશે.

❖ જ્યારે સુફિયાનીને તેની ખબર પહોંચશે તો તેના મુકાબલાના માટે પોતાની એક ફોજ મોકલશે.

❖ જ્યારે તે બયદાઅ નામના સ્થળે પહોંચશે તો ધરતી તેને ગળી જશે.

❖ તેમનામાંથી ખબર પહોંચાડનાર (એક વ્યક્તિ) સિવાય કોઈ નહિ બચશે.'' (મુસ્તદરક—હદીસ નં : ૮૫૫૬)

સારાંશ એ કે :

❖ એ જાલિમ અને નિર્દય શખ્સ સુફિયાનીને જ્યારે હઝરત મહદી (રદિ.)ના સામે આવવાની જાણ થશે તો તે તત્કાળ તેનું એક લશ્કર હઝરત મહદી (રદિ.)ના મુકાબલા માટે મોકલશે અને તે લશ્કર મક્કા મુકર્રમહ પર ચઢાઈ કરવાના ઈરાદે આગળ વધશે અને બયદાઅ નામના સ્થળે પહોંચીને પડાવ નાખશે.

(બયદાઅ ઝુલ હુલયફહની સામે મક્કા તરફ એક સૂકું વૃક્ષવિહિન મેદાન છે. ત્યાં અચાનક લશ્કરનો મધ્ય ભાગ ધરતીમાં ધસી જશે ! આગળના ભાગના લોકો પાછળના ભાગના લોકોને આ બનાવની ખબર કરશે કે ક્યાંક તેઓ પણ આ મુસીબતના શિકાર ન થઈ જાય, પરંતુ તેઓ રક્ષણના કોઈ પણ પગલાં લે તે પહેલાં તે બન્નેને (અર્થાત્ આગળ અને

પાછળ–વાળાઓને) પણ ધરતીમાં ધસાવી દેવામાં આવશે. માત્ર એક આદમી મુશ્કિલથી બચી શકશે ! જે બીજાઓને આ દુર્ઘટનાની જાણ કરશે. આવા મોટા લશ્કરને ધરતીમાં ધસાવી દેવામાં આવવું હઝરત મહદી (રદિ.)ના માટે અલ્લાહ તઆલાની મદદ અને આપ (રદિ.)ની એક અજીબ કરામત હશે, જેનાથી દૂર દૂર સુધી આપની ખ્યાતી થશે.

(૨) હઝરત આઈશહ (રદિ.) કહે છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

''નવાઈની વાત છે કે મારી ઉમ્મતના થોડાં લોકો કુરૈશના એક શખ્સ સાથે જંગ માટે બયતુલ્લાહનું રુખ કરશે, જેમણે બયતુલ્લાહમાં પનાહ લીધી હશે. (તેમનો સંહાર કરવાનો તેમનો ઈરાદો હશે.) અહીં સુધી કે જ્યારે તે લશ્કર બયદાઅ નામના સ્થળે પહોંચશે તો તેને ધરતીમાં ધસાવી દેવામાં આવશે.''

અમે અરજ કરી : ''હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! રસ્તા પર તો કુસૂરવાર અને બેકુસૂર (નિર્દોષ) દરેક પ્રકારના લોકો હોય છે ?'' તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

''જી હાં ! તે (જમીનમાં) ધસી જનારાઓમાં રઝામંદ, મજબૂર અને રાહગુઝર (વટેમાર્ગુ, મુસાફર)દરેક પ્રકારના લોકો હશે, પછી અલ્લાહ તઆલા તેમને તેમની નિય્યતોના મુજબ કયામતમાં ફરી પાછા ઉઠાવશે.'' (મુસ્લિમ શરીફ : ૨/૩૮૮–હદીસ નંબર : ૨૮૮૪)

ફાયદો : જ્યારે સુફિયાનીને તેનું લશ્કર ધરતીમાં ધસાવી દેવાની જાણ થશે તો તે પોતે લશ્કર લઈને મક્કા મુકર્રમહ તરફ જશે અને મક્કા મુકર્રમહ પર ચઢાઈ કરશે.

મુસલમાનો ત્યારે હઝરત મહદી (રદિ.)ના નેતૃત્વ હેઠળ અસબાબ (શસ્ત્ર–સરંજામ)ના લિહાઝથી ઘણા જ કમજોર હશે. જાણે કે બદ્ર જેવું દશ્ય હશે; પરંતુ અલ્લાહ તઆલાની મદદ આવશે અને સુફિયાનીના લશ્કરનો કારમો પરાજય થશે અને હઝરત મહદી (રદિ.)નું લશ્કર વર્ચસ્વ મેળવી લેશે.

(૩) હઝરત ઉમ્મે સલમહ (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, ''એક ખલીફાના ઈન્તિકાલ વખતે મતભેદ થશે. ત્યારે મદીનાવાસીઓમાંથી એક શખ્સ ભાગીને મક્કા મુકર્રમહ ચાલ્યો જશે. ત્યારે મક્કાવાસીઓ તેની પાસે આવશે અને તેમને પરાણે–જબરદસ્તીથી (ઘર બહાર) કાઢશે, પછી તેઓ હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમના દરમિયાન તેમનાથી બયઅત કરશે. પછી મુલ્કે શામ (સિરિયા)થી તેમના તરફ એક લશ્કર મોકલવામાં આવશે, તે લશ્કરને બયદાઅ નામના સ્થળે (ધરતીમાં) ધસાવી દેવામાં આવશે, જે મક્કા મુકર્રમહ અને મદીના મુનવ્વરહ દરમિયાન આવેલું છે.

જયારે તે (ચમત્કારિક બનાવ) જોશે તો શામ (સિરિયા)ના અબ્દાલ અને ઈરાકના નેક લોકોની જમાઅતો તેમની પાસે આવી આવીને બયઅત કરશે. પછી કુરૈશનો એક શખ્સ જાહેર થશે, તેના મામા બનુ કલ્બ કબીલાના હશે અને હઝરત મહદી (રદિ.)ના મુકાબલાના માટે લશ્કરી ચઢાઈ કરશે. તેમનું (હઝરત મહદી રદિ.)નું લશ્કર તે (સુફિયાની)ના લશ્કર પર વર્ચસ્વ મેળવશે. તે બનુ કલ્બ કબીલાનું લશ્કર હશે. જે શખ્સ કલ્બ કબીલાની ગનીમતમાં હાજર નહિ થયો તેના માટે નુકસાન છે, પછી હઝરત મહદી (રદિ.) માલ વહેંચશે અને લોકોમાં નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શરીઅત પ્રમાણે અહકામ લાગુ ફરમાવશે અને ઈસ્લામ

પોતાની ગરદન જમીન પર નાખી દેશે (અર્થાત્ ઈસ્લામને જમીન પર (દુનિયામાં) સ્થિરતા પ્રાપ્ત થશે.) અને તેઓ સાત વરસ સુધી રહેશે, પછી હઝરત મહદી (રદિ.) વફાત પામશે અને મુસલમાન તેમની જનાઝાની નમાઝ પઢશે. (અબૂ દાવૂદ : ૨/૫૮૯)

## માલે ગનીમતની વહેંચણી

સૂફિયાની અને કલ્બ કબીલાની હાર પછી હઝરત મહદી (રદિ.) પ્રાપ્ત થયેલી ગનીમત વહેંચશે, એની વહેંચણીમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નત પર અમલ કરશે અને માલ લેનારાઓને ખોબા ભરી ભરીને જેટલું ઉઠાવીને લઈ જઈ શકે તેટલું આપશે.

હદીસ શરીફમાં આ યુદ્ધમાં પ્રાપ્ત થયેલા માલે ગનીમતનું પણ મોટું મહત્ત્વ બતાવવામાં આવ્યું છે. એનો સારાંશ આ છે કે,

''જે લોકો કલ્બની ગનીમતમાં શરીક થયા (ભલે એક ઈકાલના બરાબર જ તેને મળ્યું હોય) તેઓ બધાં સઆદતમંદ (ભાગ્યશાળી) સમજવામાં આવશે અને જે આ ગનીમતમાં શરીક નહિ થયા, તેમને મહરૂમ માનવામાં આવશે.

(મુસ્તદરક લિલ હાકિમ—હદીસ નંબર : ૮૩૨૯)

જાણે સુફિયાનીના લશ્કરથી મુકાબલો કરવાની અહલે હકને હદીસ શરીફમાં પ્રેરણા અને પ્રોત્સાહન આપવામાં આવ્યું છે.

માલે ગનીમત ઉપરાંત કલ્બ કબીલાની ઓરતોને બાંદીઓ બનાવવામાં આવશે. બાંદીઓની એટલી વિપુલતા હશે કે તે દમિશ્કના રાજમાર્ગ પર વેચાશે. તેમાંથી એક અવરત (બાંદી) માત્ર પિંડલી તૂટેલી હોવાના કારણે વાપસ—પરત કરવામાં આવશે.

# મુલ્કે શામની ફતેહ

હઝરત મહદી (રદિ.)ના જાહેર થવા બાદ સુફિયાની લશ્કરને ધરતીમાં ધસાવી દેવાથી આપની પ્રખ્યાતી અને લોકપ્રિયતા સામાન્ય થઈ જશે. અહલે હક વિવિધ પ્રદેશોમાંથી સમૂહના સમૂહ ભેગા થઈને આપની ખિદમતમાં હાજર થશે. આપ મક્કા મુકર્રમાથી મદીના મુનવ્વરહ તશરીફ લાવશે. રવઝ–એ અકદસ પર હાજરી બાદ આપ મુલ્કે શામ તરફ રવાના થશે. મુલ્કે શામમાં તે વખતે રૂમીઓ (ROMANS)ની સત્તા હશે.

# મજકૂર જંગ અને ફતેહની વિસ્તૃત વિગતો દર્શાવતી એક હદીસ

હઝરત મહદી (રદિ.)ની સરદારીમાં થનારી જંગો અને બીજા અહેવાલ માટે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)ની એક વિસ્તૃત રિવાયતનું વર્ણન કરવું યોગ્ય માલૂમ પડે છે.

એ હદીસને નઈમ બિન હમ્માદ (રહ.)એ 'અલ ફિતન'માં લખી છે. તેમના જ હવાલાથી અલ્લામા સુયૂતી (રહ.)એ 'જામિઅ કબીર'માં લખી છે અને સય્યિદ બરઝન્જી (રહ.)એ 'અલ ઈશાઅહ'માં ઝિક્ર કરી છે.

એ રિવાયતથી આ પ્રકરણના બનાવોના ક્રમ પર કાફી રોશની પડે છે. ઉપરાંત, એના અધિકતર અંશોનું સમર્થન સિહાહ સિત્તહ (હદીસના છ પ્રમાણભૂત ગ્રંથો)માં સ્પષ્ટ રીતે મળે છે.

**હદીસ :**

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે, નબીએ

કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

''મુસલમાનો અને રૂમીઓ (ROMANS) (ઈસાઈઓ) વચ્ચે સુલેહ (સંધિ) થશે. તે પછી મુસલમાનો રૂમીઓ સાથે મળીને પ્રથમ એક વખત રૂમીઓના કોઈ દુશ્મન સાથે જંગ કરશે. તેમાં તેમની ફતેહ (જીત) થશે અને દુશ્મન પાસેથી મળેલો માલે ગનીમત બન્ને (મુસલમાનો અને રૂમી ઈસાઈઓ) આપસમાં વહેંચી લેશે. તે પછી ફરી પાછા એ રૂમી લોકો મુસલમાનો સાથે મળીને ફારસ (ઈરાન) સાથે જંગ કરશે. તેઓ (રૂમીઓ અને મુસલમાનો) તેમના (ફારસના) લશ્કરી લોકોને કતલ કરી દેશે અને તેમની અવલાદને કેદ કરી લેશે.

રૂમીઓ મુસલમાનોને કહેશે : ''જેવી રીતે પ્રથમ (જંગ) વખતે અમે માલે ગનીમત વહેંચીને તમને આપી દીધો હતો, તે જ પ્રમાણે આ વખતે પણ તમે માલ અને કેદી બધાને સરખા પ્રમાણમાં વહેંચીને અમને આપી દો !''

મુસલમાનો પ્રાપ્ત થયેલો માલ અને મુશ્રિક કેદીઓની વહેંચણી તો કરશે; પરંતુ જે મુસલમાન કેદી તેમની પાસે હશે તેને વહેંચશે નહિ.

રૂમીઓ કહેશે : ''મુસલમાન કેદીઓની પણ વહેંચણી કરવામાં આવે. મુસલમાનો (આ માંગણીનો) ઈન્કાર કરશે.

રૂમીઓ કહેશે : ''આ કરાર (સંધિની શરતો)ના વિરુદ્ધ વાત છે.''

રૂમીઓ કુસ્તુન્તુન્યહ (કોન્સ્ટેન્ટીનોપલ)ના બાદશાહ પાસે જઈને ફરિયાદ કરશે :

''આરબોએ અમારી સાથે દગાબાજી કરી છે. (તમે અમારી મદદ કરો !) અમે તો મુસલમાનો કરતાં માલ–મતા, લશ્કરી

તાકત—કુવ્વતમાં ઘણા વધારે (ચઢિયાતા) છીએ.

કુસ્તુન્તુન્યહનો બાદશાહ કહેશે : ''હું મુસલમાનો સાથે વચનભંગ નથી કરી શકતો. તેઓ લાંબા સમયથી આપણા ઉપર પ્રભાવી રહયા છે. છેવટે રૂમીઓ સાહિબે રૂમિય્યહ (રૂમી શહેનશાહ)ની પાસે આ શિકાયત લઈને જશે. તે રૂમી શહેનશાહ એંસી (૮૦) ઝંડાઓ પર સમાવિષ્ટ એક મોટું લશ્કર સમુદ્ર માર્ગે તેમની સાથે મોકલશે. તેના દરેક ઝંડાની નીચે બાર હજાર(૧૨,૦૦૦ ) સિપાહી (સૈનિકો) હશે. (અર્થાત્ સૈનિકોની કુલ સંખ્યા નવ લાખ સાઠ હજાર(૯,૬૦,૦૦૦) હશે). તે લશ્કરને તેનો સર સેનાપતિ સિરિયાના કિનારે પહોંચીને વહાણો સળગાવી દેવાનો હુકમ કરશે કે જેથી લશ્કર પોતાના જાનની બાઝી લગાવીને જંગ કરે.લશ્કર તેના હુકમનું પાલન કરશે. રૂમી ઈસાઈ દમિશ્ક (દમાસ્કસ) અને મુઅતિક પહાડ સિવાય શામ (સિરિયા)નો તમામ મુલ્ક જીતી લેશે અને બયતુલ મુકદસ યરૂશલમ (JERUSALEM)ને બરબાદ કરી નાખશે.



હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)ના એક સવાલના જવાબમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

''ત્યારે દમિશ્કમાં મુસલમાનોની ઘણી મોટી સંખ્યા હશે.''

મુઅતિક મુલ્કે શામના હિમ્સ નામના સ્થળની નહેરની પાસે એક પહાડનું નામ છે. તે જગાનો નકશો કંઈક આ પ્રમાણે છે,

✤ મુસલમાનોના બાળકો મુઅતિક (પહાડ) ઉપર હશે.

✤ મુસલમાન 'નહરે અરનિત' પર (હશે) અને

✤ મુશ્રિકો નહરે અરનિતની પાછળની બાજુએ હશે.

તેઓ સવાર–સાંજ આપસમાં જંગ કરશે. જયારે કુસ્તુન્તુન્યહનો બાદશાહ આ નકશો જોશે તો તે ''કિન્નસ્રીન''ની પાસે છ લાખ (૬,૦૦,૦૦૦)નું લશ્કર જમીન માર્ગે રવાના કરશે. મુસલમાનો પાસે યમનીઓનું એક લશ્કર આવીને જોડાશે, તેની સંખ્યા સિત્તેર હજાર (૭૦,૦૦૦) હશે અને યમનીઓની સાથે કબીલ–એ 'હિમ્યર'ના ચાળીસ હજાર (૪૦,૦૦૦) લોકો આવીને જોડાશે. અલ્લાહ તઆલાએ ઈમાનના માધ્યમથી તેમના દિલોને આપસમાં જોડી દીધાં હશે. એ લોકો બયતુલ મુકદસ પહોંચીને રૂમીઓ સાથે જંગ કરશે. છેવટે તેમને હરાવીને વેરણ–છેરણ કરી દેશે અને તેઓ કિન્નસ્રીનની પાસે પહોંચશે.

આઝાદ થયેલા ગુલામોનું એક લશ્કર (ફારસ અર્થાત્ ઈરાન તરફથી) આરબની મદદના માટે આવશે અને કહેશે, ''હે આરબ ! તમે પક્ષપાત, ભેદભાવ, કોમવાદની વાત છોડી દો, જયાં સુધી તમે આપસમાં એક નહિ થઈ થાવ, (ત્યાં સુધી) અમે તમારા બન્નેમાંથી કોઈની મદદ નહિ કરીશું. કદી આરબ, કદી યમન અને કદી આ ગુલામોનું લશ્કર કાફિરો સાથે લડશે.

મુસલમાનો ઈસાઈઓને દૂર ઘાટીઓ તરફ કાઢીને બહાર કરી દેશે. મુસલમાનો કોઈ નહેરની પાસે ભેગા થઈને એકબીજાની ખબરગીરીમાં પ્રવૃત્ત થશે. કાફિરો નહેર રફિયહ પાસે ભેગા થશે. એ નહેરને ''અસ્વદ નહેર'' પણ કહેવામાં આવે છે અને તે પછી મુસલમાનોની મુશ્રિકો સાથે જંગ થશે; પરંતુ અલ્લાહ તઆલા મુસલમાનોના બન્ને લશ્કરોથી ફતેહ અને સફળતા છીનવીને તેમના પર સબ્રની તવફીક આપશે. ત્રીજા ભાગના મુસલમાનો શહીદ થઈ જશે. ત્રીજા ભાગના ભાગી જશે અને ત્રીજા ભાગના મુસલમાનો બાકી

રહી જશે. એ લશ્કરના શહીદોમાંથી દરેક શહીદ ગઝવ—એ બદરના દસ (૧૦) શહીદોના સવાબના દરજા પર હશે. બદરનો એક શહીદ સિત્તેર (૭૦) લોકોની શફાઅત કરશે અને આખિર જમાનાના આ શહીદોમાંથી દરેક શહીદને સાત સો (૭૦૦) વ્યક્તિઓની શફાઅતની ઈજાઝત હશે. લશ્કરનો જે ત્રીજો ભાગ ભાગી ગયો હતો તે પણ ત્રણ હિસ્સામાં વહેંચાઈ જશે. ત્રીજો ભાગ ઈસ્લામ છોડી રૂમીઓ સાથે મળી જશે.

તેઓ કહેશે કે, ''જો અલ્લાહ તઆલાને આ દીન (ઈસ્લામ)ની જરૂરત હોય તો પોતે એનું રક્ષણ કરી લે.'' એ લોકો હિરાઅ, તન્નુખ, તય અને સલીહ નામના સ્થળોના આરબ રહેવાસીઓ હશે. ત્રીજો ભાગ ગામડાના લોકો હશે, તેઓ એવું કહેતા પોતાના ગામોની તરફ રવાના થઈ જશે કે, ''અમારા બાપ—દાદાઓની ધરતી જ અમારા માટે બેહતર છે. રૂમી કદી અમારા સુધી પહોંચવા નહિ પામશે.''

અને ત્રીજો ભાગ આ પ્રમાણે કહેશે : ''દરેક ચીઝ પર તેના નામની અસરો હોય છે, એટલા જ માટે આ મુલ્કે શામ પણ પોતાના નામની જ જેમ મનહૂસ છે. અમને ઈરાક, યમન અને હિજાઝ લઈ ચાલો, ત્યાં રૂમીઓથી કોઈ ભય નહિ રહેશે.''

હવે બાકી રહેલો ત્રીજો ભાગ આપસમાં કહેશે કે, ''ખરેખર, હવે પક્ષપાત, ભેદભાવ, કોમવાદ છોડીને બધાં એક થઈ જાવ અને બધા મળીને દુશ્મનથી જંગ કરો, આ પક્ષપાત આપણી કામિયાબીમાં રુકાવટ છે.''

હવે તેઓ આ નિર્ધારની સાથે લડશે કે હવે અમારે પણ અમારા શહીદ ભાઈઓ પાસે જઈને મળવું છે.

જ્યારે રૂમી લશ્કર મુસલમાનોની આ અલ્પ સંખ્યાને જોશે કે,

બીજા ભાગના તો મરી ગયા, ત્રીજા ભાગના અમારા મિત્રો બની ગયા, અને હવે માત્ર ત્રીજા ભાગના જ બાકી રહી ગયા છે, તો એક શખ્સ સલીબ (ઈસાઈનું ધાર્મિક પ્રતિક–ક્રોસ)વાળો ઝંડો લઈને ઊભો થશે અને કહેશે, ''સલીબની બોલબાલા થાવ !''

એટલે એક મુસલમાન બન્ને સફોની વચ્ચે ઝંડો લઈને ઘોષણા કરશે કે, ''અલ્લાહ તઆલાના અનસારનું પ્રભુત્વ થાવ !''

રૂમીઓના ઉપરોક્ત કલિમહ (સૂત્ર) પર અલ્લાહ તઆલાને ગુસ્સો આવશે અને તે મુસલમાનોની છ લાખ (૬,૦૦,૦૦૦) ફરિશ્તાઓથી મદદ કરશે.

એક લાખ (૧,૦૦,૦૦૦) હઝરત જિબ્રઈલ (અલૈ.)ની સાથે હશે, બે લાખ (૨,૦૦,૦૦૦) હઝરત મિકાઈલ (અલૈ.)ની સાથે હશે અને ત્રણ લાખ (૩,૦૦,૦૦૦) હઝરત ઈસ્રાફીલ (અલૈ.)ની સાથે હશે.

અલ્લાહ તઆલા મુસલમાનોની મદદ ફરમાવશે અને કાફિરો પર પોતાનો અઝાબ નાઝિલ કરશે. કાફિરો બુરી રીતે માર્યા જશે અને જેઓ બચી જશે તેઓ બેહદ રુસવાઈ સાથે હારી જશે.

ત્યાર પછી મુસલમાનો મુલ્કે રૂમમાં દાખલ થઈને ઉમૂરિય્યહ (નામના) સ્થળ સુધી પહોંચી જશે. ઉમૂરિય્યહની સરહદ પર ઘણા લોકો જમા થઈ જશે. મુસલમાન તેમને જોઈને ખૂબ જ નવાઈ પામશે કે, આ રૂમી કેટલી મોટી સંખ્યા ધરાવે છે ! કેટલાયને અમે કતલ કરી નાખ્યા, કેટલાયને અમે હરાવીને ભગાવી દીધા, તેમ છતાં આ પરિસ્થિતિ છે કે હજુ સમગ્ર ઉમૂરિય્યહ અને તેની આસપાસના વિસ્તારમાં એમની મોટી સંખ્યા છે !

ત્યાંના લોકો જિઝયહ (રક્ષણવેરો) અદા કરવાની શર્ત પર

મુસલમાનોથી અમન તલબ કરશે. મુસલમાન તેમની આ રજૂઆત પર રઝામંદ થઈને તમામ રૂમીઓને અમાન (આશ્રય) આપશે. તે પછી આસપાસના રૂમી આ અફવા ઉડાવશે કે દજ્જાલ મુસલમાનોના આબાઈ (બાપ–દાદા)ના વતન પહોંચી ચૂક્યો છે. એ ખબર બિલકુલ બેઅસલ (બનાવટી) હશે.''

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્યારે મવજૂદ રહેનારાઓને નસીહત કરી છે કે, ''તેઓ રૂમથી હાસિલ થયેલી ગનીમત કદાપિ જવા ન દે, તે તેમને તેમની તે પછીની જંગોમાં કામ આવશે.''

ખૈર, મુસલમાન તે તરફ દોડવા માંડશે, બાદમાં તેમને ખબર થશે કે એ ખબર ગલત હતી.

આ તરફ બાકી રહેલા મુસલમાનો પર રૂમીઓ તૂટી પડશે અને તેમને જડમૂળમાંથી ઉખેડી નાખશે અહીં સુધી કે રૂમમાં આરબના સ્ત્રી–પુરુષમાંથી કોઈ નહિ બચે, રૂમીઓ મુસલમાનોની પૂરી નસલને કતલ કરી નાખશે. ત્યાં મુસલમાનોની જેવી આ ખબર પહોંચશે, તેઓ ગઝબનાક થઈને પાછા તેમની સાથે લડાઈ કરશે.

હવે આ વખતે મુસલમાન ઈસાઈઓના લડવૈયા લોકોને કતલ કરી દેશે અને તેમની આલ–અવલાદને કેદ કરી લેશે અને બધો માલ–સામાન ભેગો કરી લેશે. જે શહેર અથવા કિલ્લા આગળથી તેઓ પસાર થશે, ત્રણ દિવસની અંદર અંદર અલ્લાહ તઆલા તેમને કામિયાબ કરી દેશે. જયારે મુસલમાનો સમુદ્રની પાસે પહોંચશે તો તે પણ છલકાઈ જશે, આ પરિસ્થિતિ જોઈને નસારા (ઈસાઈ) કહેશે કે,

''સલીબ (ક્રોસ)ની બરકતથી સમુદ્રની સપાટી અમારા બચાવ

માટે છલકાઈ ગઈ અને મસીહ (JESUS) અમારો મદદગાર છે.''

જ્યારે સવાર થશે તો તેઓ જોશે કે સમુદ્ર સૂકાઈ ગયો છે અને સમુદ્ર કુસ્તુન્તુન્યહ (કોન્સ્ટેન્ટીનોપલ)થી પોતાનું રૂખ ફેરવી લેશે. (તેઓ) તત્કાળ તેમાં પોતાના તંબુઓ લગાવી દેશે.

આ તરફ મુસલમાન જુમ્આની રાતે કુફ્રના આ શહેરને ઘેરી લેશે અને સવાર સુધી 'V<CdNl,<,FCc4 c V<,FC VSAZc4 અને c,F .,FvC .<,<,FCcનો ઝિક્ર કરતાં રહેશે.

ન કોઈ શખ્સ સૂઈ જશે અને ન બેસશે ! જ્યારે સવાર થશે તો તમામ મુસલમાન ભેગા મળીને એક સાથે એક વખત 'અલ્લાહુ અકબર'ના સૂત્રો લગાવશે, તે જ વખતે શહેરનો એક તરફનો ભાગ તૂટી પડશે. એનાથી નવાઈ પામીને રૂમી કહેશે :

''પહેલા તો અમારી જંગ આરબો સાથે હતી, હવે તો ખુદ પરવરદિગારે આલમની સાથે જ સીધી જંગ કરવી પડે છે ! અલ્લાહ તઆલાએ મુસલમાનોના માટે અમારું પૂરું શહેર તબાહ–બરબાદ કરી દીધું ! તે પછી મુસલમાન કંઈક થોભશે અને માલે ગનીમતનું સોનું ઢાલોમાં ભરી ભરીને વહેંચાશે અને તેમની આલ–અવલાદને પણ વહેંચવામાં આવશે. (ઔરતો એટલી મોટી સંખ્યામાં હશે કે) એક એક શખ્સના હિસ્સામાં ત્રણ સો ત્રણ સો (૩૦૦–૩૦૦) ઓરતો આવશે. એક નિર્ધારિત મુદત સુધી મુસલમાન એ ગનીમતથી ફાયદો મેળવશે. તે પછી ખરેખર, દજ્જાલ નીકળી આવશે અને કુસ્તુન્તુન્યહ (ISTAMBUL) અલ્લાહ તઆલાના એવા નેક બંદાઓના હાથે ફતેહ થશે, જેઓ ઝિંદા અને સલામત રહેશે. ન બીમાર પડશે, અને ન કોઈ બીમારી તેમને સતાવશે. અહીં સુધી કે ઈસા (અલયહિસ્સલામ) ઊતરશે અને તેમની સાથે રહી આ જમાઅત

દજ્જાલ (અને તેના યહૂદી લશ્કર)ની સાથે જંગમાં શરીક થશે.

(અલ ફિતન લિ નુઐમ : ૩૨૩–હદીસ નંબર ૧૨૪૫, જામિઉલ કબીર લિસ્સુયૂતિ : ૧૨/૨૩૮–હદીસ નંબર :૧૩૫૧૫)

## સહીહ મુસ્લિમની એક રિવાયત

હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

''કયામત ત્યાં સુધી કાયમ નહિ થશે જયાં સુધી રૂમી (ઈસાઈઓ)એ અઅમાક યા દાબિક (હલ્બ અને ઈન્તાકિય્યહ)ના નજીક મુલ્કે શામના બે શહેરમાં પડાવ ન નાખી દીધો હોય.

તે પછી આ રૂમીઓથી મુકાબલા માટે મદીના મુનવ્વરહથી એક લશ્કર રવાના થશે ત્યારે ધરતીના પટ ઉપર રહેનારા તમામ મુસલમાનોથી અફઝલ હશે. તો જયારે તેઓ કતારબંધ થઈ જશે ત્યારે રૂમીઓ કહેશે કે, ''તમે (મુસલમાન) અમારા અને અમારા કેદીઓની વચમાંથી ખસીને અમને તેમની સાથે લડાઈ–રક્તપાત કરવા દો !

ત્યારે મુસલમાન કહેશે કે,''( એ અશકય છે) અલ્લાહ તઆલાની કસમ ! અમે તમારા અને અમારા ભાઈઓની વચમાંથી કદી પણ નહિ ખસીશું.'' ત્યારે તેઓ આપસમાં લડી પડશે. મુસલમાનોના લશ્કરનો ત્રીજો ભાગ ભાગી જશે, અલ્લાહ તઆલા એ ભાગનારાઓને પણ માફ નહિ ફરમાવશે. ત્રીજો ભાગ શહીદ થઈ જશે, જેની ગણના અલ્લાહ તઆલાને ત્યાં (કયામતમાં) અફઝલ તરીન શહીદોમાં થશે અને બાકીનો ત્રીજો ભાગ વિજેતા થશે. (અલ્લાહ તઆલાના તરફથી તેમના પર આ મોટી નેઅમત હશે કે)

એ વિજેતાઓ કદી કોઈ ફિત્ના અને બલામાં ફસાશે નહિ. એ લોકો કુસ્તુન્તુન્યાને જીતી લેશે. હજુ તો એ લોકો ઝયતૂનના ઝાડો પર પોતાની તલવારો લટકાવી ગનીમતનો માલ વહેંચી જ રહયા હશે કે અચાનક એક શયતાન ચીસ પાડશે કે, ''દજ્જાલ તમારી ગેર હાજરીમાં તમારા ઘરો પર જઈ પહોંચ્યો છે.'' (આ એક જૂઠી ખબર હશે) એ લોકો (બધું છોડીને) નીકળી પડશે.

જ્યારે તેઓ શામ (સિરિયા) પહોંચશે ત્યારે દજ્જાલ નીકળી ચૂક્યો હશે. આ લોકો જંગની તૈયારીના માટે સફબંધી કરી રહયા હશે ત્યારે નમાઝનો સમય થઈ જશે. ત્યારે ઈસા બિન મરયમ (અલયહિસ્સલામ) આસમાનથી ઊતરશે, પછી તેમની ઈમામત ફરમાવશે. અલ્લાહ તઆલાનો દુશ્મન (દજ્જાલ) તેમને જોઈને એવો જ પીગળવા લાગશે, જેવી રીતે પાણીમાં મીઠું પીગળે છે. જો આપ હઝરત ઈસા (અલયહિસ્સલામ) તેને ધારી લો કે એમ જ છોડી દેત તો તે  પોતે જ પીગળીને હલાક થઈ જત; પરંતુ અલ્લાહ તઆલા તેને ઈસા (અલયહિસ્સલામ)ના હાથે કતલ કરશે.

– તે પછી ઈસા (અલયહિસ્સલામ) લોકોને તેનું ખૂન પોતાના ભાલામાં દેખાડશે. (મુસ્લિમ શરીફ : ૨/૩૯૨–હદીસ નંબર : ૨૮૯૭)

## મુસલમાનો અને રૂમીઓ વચ્ચે સુલેહ (કરાર)ભંગ અને લડાઈનું કારણ

ઉપર આવી ગયેલી 'નુઐમ'ની રિવાયત અને 'મુસ્લિમ'ની રિવાયતમાં મુસલમાન અને રૂમી ઈસાઈઓની વચ્ચે થયેલ સુલેહ (સંધિ)ના ભંગ થવાના અને લડાઈ થવાના બે કારણો હોઈ શકે છે.

એક તો જે હદીસના શબ્દોથી માલૂમ પડે છે કે, 'ઈસાઈઓ

મુસલમાનોને કહેશે કે, તમે મુસલમાનો અમારા કેદ કરેલા માણસો આડેથી હઠી જાઓ. એટલે કે અમારા ભાઈઓ અમને સોંપી દો. મુસલમાનોનું જવાબમાં એમ કહેવું કે, અમે અમારા ભાઈઓ (ઈસ્લામ સ્વીકાર કરી ચૂકેલ તમારા માણસો)ને નહિ આપીએ. દર્શાવે છે કે આ બાબત લડાઈનું નિમિત્ત છે.

બીજું કારણ એ હોઈ શકે છે કે, ભૂતકાળમાં ઈસ્લામી લશ્કર અને રૂમી લશ્કર બન્ને મળીને ફારસ (ઈરાન) પર જે સફળ ચઢાઈ કરી હતી તેના ગનીમતના માલની વહેંચણીમાં કેદીઓના બારામાં મતભેદ થઈ જશે, કારણ કે ફારસ (ઈરાન)ના કેદીઓમાં કેટલાક મુસલમાન કેદી પણ હશે, જે યા તો જંગ બાદ ઈમાન લાવ્યા હશે યા પહેલેથી જ મુસલમાન હશે અને મુલ્કી રાજનીતિની દષ્ટિએ ઈચ્છા ન હોવા છતાં આ જંગમાં શરીક થવું પડયું હશે.



## સહીહ મુસ્લિમની બીજી રિવાયત

મુલ્કે શામના વિજયની બાબતમાં મશહૂર સહાબીએ રસૂલ હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી જે વિગતો સહીહ મુસ્લિમમાં નકલ થયેલી છે, તે નીચે પ્રમાણે છે :

હઝરત યુસ્ર બિન જાબિર ફરમાવે છે, એક વખતે કૂફામાં ઘણી જ લાલ આંધી ચાલી. એક શખ્સે જેનો તકિય—એ કલામ (વાતચીત દરમિયાન વધારાનો નખાતો નકામો શબ્દ) આ હતો : ccÔVIT: ;FVTPcc (કયામત આવી ગઈ ?) તે હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)ની પાસે આવીને પૂછવા લાગ્યો : ‘‘કયામત આવી ગઈ ?’’ એટલે હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)એ ફરમાવ્યું,

"કયામત ત્યારે કાયમ થશે જ્યારે કે, વારસા–વહેંચણી થંભી જશે અને માલે ગનીમતથી કોઈ ખુશ ન થશે."

તે પછી હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)એ પોતાના હાથો વડે શામ (સિરિયા)ની તરફ ઈશારો કર્યો અને ફરમાવ્યું : "મુસલમાનોથી લડાઈના માટે દુશ્મન ભેગા થશે અને મુસલમાનો તે દુશ્મનોથી લડાઈ માટે ભેગા થશે."

રાવી ફરમાવે છે કે, મેં પૂછ્યું : "શું (દુશ્મનથી) આપની મુરાદ રૂમી (નસારા) છે ?" તો ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, "હા !" અને ફરમાવ્યું :

"આ લડાઈ વખતે શરૂઆતમાં સખ્ત પરાજય થશે, ત્યારે મુસલમાનો લશ્કરની એક ટુકડીને આ શરતે આગળ મોકલશે કે તેઓ શહીદ થઈ જાય અથવા વિજેતા થઈને જ પાછા આવે. તેઓ લડાઈ કરતા રહેશે અહીં સુધી કે તેમના દરમિયાન રાત અવરોધ બનશે અને બંને લશ્કર વિજય કે પરાજય વગર પાછા આવશે અને આ ટુકડી શહીદ થઈ જશે.

મુસલમાન ફરીથી લશ્કરની એક ટુકડીને આ શરતે આગળ મોકલશે કે તેઓ યા તો શહીદ થઈ જાય અથવા વિજય મેળવીને પાછા આવે. તેઓ રાત થતાં સુધી જંગ કરતા રહેશે અને બન્ને લશ્કર વિજય કે પરાજય વગર પાછા આવશે અને એ ટુકડી પણ શહીદ થઈ જશે.

મુસલમાન (ત્રીજી વખત) એ જ શરતે લશ્કરની એક ટુકડીને આગળ મોકલશે કે તેઓ શહીદ થઈ જાય અથવા વિજય મેળવીને જ પાછા આવે. તેઓ સાંજ સુધી લડતા રહેશે અને વિજય કે પરાજય વગર એ લશ્કર પાછું આવી જશે અને એ ટુકડી પણ શહીદ થઈ જશે.

ફરી જ્યારે ચોથો દિવસ આવશે ત્યારે બાકી રહેલા મુસલમાનો દુશ્મનોનો સામનો કરશે, ત્યારે અલ્લાહ તઆલા પેલા દુશ્મનોને પરાજય આપશે, કારણ કે આ એક એવી જંગ હશે કે એ રીતની જંગ કદી પણ થશે નહિ અથવા ઈબ્ને મસઊદ રદિ.એ એમ ફરમાવ્યું કે,

એવી જંગ કદી પણ ન થઈ હશે ! અહીં સુધી કે એક પક્ષી કતલ થયેલાઓ (મૃતકો)ના પરથી પસાર થશે અને તે તેમને પાર કરવાથી પહેલાં જ મરી જશે !

તે વખતે એ ખાનદાનના લોકો જ્યારે પોતાની ગણતરી કરશે તો માત્ર એક ટકો જીવતા રહેલા પામશે (અર્થાત્ ૯૯ ટકા મરી જશે !) તો ભલા તેઓ કયા માલે ગનીમતથી ખુશ થાય અથવા કયા વારસાની વહેંચણી કરે ? !..''

(મુસ્લિમ શરીફ : ૨/૩૯૨–હદીસ નંબર–૨૮૯૯)

RTJ6L 0 જો કે ત્યારે મુલ્કે શામ (સિરિયા)ના અધિકતર પ્રદેશોમાં રૂમીઓની હુકૂમત હશે; પરંતુ કેટલીક જગાઓ પર (કદાચ દમિશ્ક અને તેના ફરતેના વિસ્તારમાં) મુસલમાનોની હુકૂમત સ્થાપિત હશે અને તે મુસલમાનોની પાસે કેટલાક રૂમી કેદી પણ હશે.



## ઈસાઈ સૈનિકોની સંખ્યા

રિવાયતોમાં છે કે, શામ (સીરિયા)માં જે ઈસાઈ ફોજ હશે તે ૭૦ (સિત્તેર) ઝંડાઓ નીચે હશે. દરેક ઝંડાની નીચે બાર હજાર (૧૨,૦૦૦ ) સૈનિકો હશે. કુલ આઠ લાખ ચાલીસ હજારનું લશ્કર હશે.

આ એક હિસાબ છે, બીજી રિવાયતોમાં બીજી સંખ્યા પણ છે.

VFO IAG DFI,S sZINPfGL A IZJFITM

ઈસાઈ સૈનિકોની સંખ્યા વિશે ઔફ બિન માલિક (રદિ.)ની રિવાયતો વાંચો :

(૧) હઝરત ઔફ બિન માલિક (રદિ.)થી એક લાંબી મરફૂઅ હદીસ (જે હદીસની નિસ્બત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી પહોંચે તેને 'મરફૂઅ' હદીસ કહે છે.)ના ઝિમ્નમાં રિવાયત છે કે, કયામતથી પહેલાં ઘટનારી એક નિશાની આ છે કે, તમારા અને રૂમીઓના વચ્ચે સુલેહ (સંધિ) થશે, પછી તેઓ સુલેહભંગ કરીને તમારી તરફ એંસી ઝંડા હેઠળ કૂચ કરશે, દરેક ઝંડાના તાબામાં બાર હજાર (૧૨,૦૦૦) સિપાહી હશે.

(બુખારી શરીફ : ૧/૪૫૧)

(૨) તમારા અને રૂમીઓના વચ્ચે સુલેહ થશે, તેઓ તમારી તરફ એંસી (૮૦) ઝંડાઓ નીચે કૂચ કરશે, દરેક ઝંડાના તાબામાં બાર હજાર (૧૨,૦૦૦ ) સિપાહી હશે, ત્યારે મુસલમાનોનો પડાવ ‘ગવતહ’ નામના સ્થળે હશે, જે દમિશ્કમાં આવેલું છે.

(અહમદ હસ્બે તરતીબ અલ ફત્હ અર્રબ્બાની : ૨૪/૨૪,૨૫)

ઉપરની બન્ને રિવાયતોથી રૂમી (ઈસાઈ) લશ્કરની સંખ્યા નવ લાખ સાઠ હજાર (૯,૬૦,૦૦૦) જાણવા મળે છે.

મુલ્કે શામની ફતેહ બાદ હઝરત મહદી (રદિ.) ઈસાઈઓના મરકઝ અને બહુમતી વિસ્તાર રોમ, ઈટાલી વગેરેને ફતેહ કરવા માટે રવાના થશે.

# કુસ્તુન્તુન્યહની ફતેહ

અલ્લામા ઈબ્ને જરીર તબરી (રહ.) પોતાની માય—એ નાઝ ગૌરવપાત્ર તફસીરમાં આયતે કરીમા :

-J DG Vh,D lDdDD DvGvV D;FlHN<,FlC Vl l l hvSvZ OLC:DC Jv;VF OL BZFlACFP p,F.vS DF SFvG ,CD Vl l lNB,vCF .<,F BF.OLGP ,CD OLÛglF lBhlJ Jv,vCD OL, VFlBZlT VhFAG VhLDP~

(સૂરએ બકરહ : ૧૧૪)

TZHDM 0 ''અને તે માણસથી વધુ જુલ્મી બીજો કોણ હશે ? જે અલ્લાહ તઆલાની મસ્જિદોમાં તેનું નામ લેવાથી અટકાવે અને તે (મસ્જિદો)ને વેરાન કરવાનો પ્રયત્ન કરે. એ લોકોને હક નથી કે કદી તેમાં નીડરપણે પ્રવેશ કરે, એવા લોકો માટે દુનિયામાં રુસવાઈ છે તેમજ આખિરતમાં પણ તેઓના માટે મહાન શિક્ષા છે.''



ઉપરોક્ત આયતની તફસીરમાં ફરમાવે છે કે, આ આયતે કરીમા -,CD OLÛglF lBhlG~માં મુરાદ તે રૂમી છે જેમણે બયતુલ મુકદ્દસને વેરાન કર્યું (અર્થાત્ : એવા લોકો માટે દુનિયામાં રુસ્વાઈ છે)—ની તફસીર કરતાં ફરમાવે છે :

“એનાથી હઝરત મહદી (રદિ.)નું કુસ્તુન્તુન્યહ (ઈસ્તમ્બુલ)ને ફતેહ કરવું અને રૂમીઓને કતલ કરવું મુરાદ છે.”

(તફસીરે તબરી : ૧/૫૪૮)

હઝરત મહદી (રદિ.) યુરોપ વગેરેને ફતેહ કરવા બાદ કુસ્તુન્તુન્યહની તરફ ધ્યાન આપશે. અનુમાન એવું છે કે કુસ્તુન્તુન્યહ પર ઈસાઈઓનો અત્યાચારી કબજો હશે. કુસ્તુન્તુન્યહ એક ટાપુ જેવું

શહેર છે. હદીસોથી એ અંદાજો થાય છે કે, હઝરત મહદી (રદિ.)ના તશરીફ લઈ જવાના સમયે કુસ્તુન્તુન્યાની ચારેય તરફ ફસીલો (શહેરની ફરતે દિવાલો—કોટ) હશે.

## સહીહ મુસ્લિમ શરીફની હદીસ

કુસ્તુન્તુન્યહની ફતેહ વિશે 'સહીહ મુસ્લિમ શરીફ' કિતાબુલ ફિતનમાં જે મુબારક હદીસ વારિદ છે, તે નીચે પ્રમાણે છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરાતે સહાબા (રદિ.)થી ફરમાવ્યું કે, "શું તમે તે શહેરના વિશે કંઈ જાણો છો જેની એક બાજુ ખુશ્કી (ભૂમિ)માં અને બીજી બાજુ સમુદ્રમાં છે ?"

સહાબા (રદિ.)એ કહયું : "જી, હાં."

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "કયામત ત્યાં સુધી આવશે નહિ, જયાં સુધી બનૂ ઈસ્હાક યા બનૂ ઈસ્માઈલના સિત્તેર હજાર (૭૦,૦૦૦) મુસલમાન એના પર ચઢાઈ નહિ કરે.

તે પછી જયારે એ મુસલમાન તે શહેર પર પહોંચશે અને ત્યાં પડાવ નાખશે તો ન હથિયારથી લડાઈ કરશે અને ન તીર ચલાવશે.

મુસલમાનો કેવળ –,F .,FvC .<,<,FC J<,FC VSAZ˜ના સૂત્રો લગાવશે. એ સૂત્રોની બરકતથી શહેરની એક ફસીલ (કોટની દીવાલ) જમીન પર ઢળી પડશે."

સવર બિન યઝીદ (નામના) રિવાયતકર્તા કહે છે : "મારી યાદદાશ્ત (સ્મરણ શક્તિ) પ્રમાણે એ સમુદ્ર તરફની કોટની દીવાલ વિશે છે."

"તે પછી મુસલમાન ફરીથી બીજી વખત : –,F .,FvC

.<,<,FC J<,FC VSAZ˜ ના સૂત્રો બુલંદ કરશે તો મુસલમાનોના માટે રસ્તો ખુલી જશે અને તેઓ શહેરમાં વિજેતા થઈને દાખલ થશે. ફતેહ બાદ તેઓ ગનીમતનો માલ વહેંચતા હશે તો શયતાન આ આવાજ લગાવશે કે, દજ્જાલ જાહેર થઈ ચૂકયો છે. આ ખબર સાંભળીને મુસલમાન બધું છોડીને (રક્ષણ કરવાના ઈરાદાથી) પોતાના ઘરે પાછા ફરશે.''

(મુસ્લિમ શરીફ : ૨/૩૯૬–હદીસ નંબર : ૨૯૨૦)

OFINM 0 જો હદીસને એના જાહેરી અર્થ પર જ રાખીએ તો બની ઈસ્હાકથી મુરાદ તે વ્યક્તિઓ હશે, જેઓ તે જમાનામાં મુસલમાન થઈને મહદી (રદિ.)ના લશ્કરમાં શામિલ થઈ ગયા હશે, જેવું કે અગાઉની રિવાયતોથી માલૂમ થઈ ગયું છે.

રિવાયતોથી માલૂમ થાય છે કે, દજ્જાલના નીકળવાની અફવાની તપાસ મોટા પાયે કરવામાં આવશે. અહીં સુધી કે હઝરત મહદી (રદિ.) એક જમાઅતને આ કામના માટે નિયત ફરમાવશે.

હદીસ શરીફમાં છે કે, ''હઝરત મહદી (રદિ.) દસ (૧૦) સવારોની એક ટુકડી આ ખબરની તપાસના માટે આગળ મોકલશે.''

(મુસ્લિમ શરીફ : ૨/૩૯૨–હદીસ નંબર :૨૮૯૯)

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે,

''હું એ ટુકડીના સવારોના નામ, તેમના બાપના નામ અને તેમના ઘોડાઓના રંગ સુદ્ધાં જાણું છું. તેઓ ત્યારે ધરતીના પટ ઉપર સૌથી બેહતર લોકો હશે. તપાસ કરતાં જાણવા મળશે કે, એ ખબર સાચી ન હતી; પરંતુ જ્યારે હઝરત મહદી (રદિ.) પોતાના લશ્કરની સાથે

મુલ્કે શામ પહોંચશે તો દજ્જાલ હકીકતમાં નીકળી ચૂકયો હશે.

(મુસ્લિમ શરીફ : ૨/૩૯૨–હદીસ નંબર :૨૮૯૯)

GMW 0 એ જ વિજયો દરમિયાન હઝરત મહદી (રદિ.) ‘કનીસતુઝ્ઝહબ’ (Vatican City) તશરીફ લઈ જશે. અહીં તે મહાન ખજાનો સુરક્ષિત છે, જે રૂમનો કયસરે (સમ્રાટ) બની ઈસ્રાઈલથી બયતુલ મુકદસ (જેરુસલેમ) ફતેહ કરીને હાસિલ કર્યો હતો, જેને રૂમનો સમ્રાટ એક લાખ સિત્તેર હજાર (૧,૭૦,૦૦૦) ગાડીઓ પર લાદીને લઈ ગયો હતો.

હઝરત મહદી (રદિ.) તે જ ખજાનાઓને એક લાખ સિત્તેર હજાર (૧,૭૦,૦૦૦) વહાણોમાં લાદીને બયતુલ મુકદસ (જેરુસલેમ) લાવશે અને તે જ જગાએ અલ્લાહ તઆલા અવ્વલીન અને આખરીનને જમા ફરમાવશે.

(વિસ્તૃત વિગતો માટે વાંચો : ‘અત્તઝકિરતુલ કુર્તુબી’ પૃ. ૬૫૩, ‘ તફસીરે કુર્તુબી’ : ૧૦/૨૨૨)



# આઠમું પ્રકરણ

## હઝરત ઈસા (અલયહિસ્સલામ)નું ઊતરવું અને હઝરત મહદી (રદિ.)ની વફાત

કયામતની નિશાનીઓમાંથી અત્યંત મહત્ત્વ ધરાવનારી એક નિશાની હઝરત ઈસા અલયહિસ્સલામનું નાઝિલ થવું પણ છે. આ એક એવું લાંબું અને મહત્ત્વનું પ્રકરણ છે કે, જયાં મુહદ્દિસીન (રહ.)એ પોતાની કિતાબોમાં એના અલગ પ્રકરણો બનાવ્યા છે ત્યાં જ બીજા વિદ્વાનો અને પૂર્વીય ભાષાઓના જ્ઞાતા યુરોપીયનોએ પણ આ વિષયમાં પોતાની કલમ ઉઠાવી છે.

અહીં હઝરત ઈસા અલયહિસ્સલામના ઉતરવાના ચોક્કસ સમયના કેટલાક મહત્ત્વના બનાવો ખુબ જ ટૂંકમાં ક્રમ પ્રમાણે નકલ કરી દેવા યોગ્ય લાગે છે, જેથી ઈસા અલયહિસ્સલામના જમાનામાં થનારા હઝરત મહદી (રદિ.)ના રોશન કારનામાઓ અને આપના મકામ તથા મરતબાનો સહીહ ખ્યાલ અને તેનો નકશો આધારભૂત રિવાયતો અને વિશ્વસનીય ઐતિહાસિક વર્ણનોની રોશનીમાં આપણી સામે આવી શકે.

## દજ્જાલ કયાં જાહેર થશે ?

દજ્જાલ પહેલી વખત શામ (સીરિયા) અને ઈરાકના દરમિયાન

જાહેર થશે, પરંતુ ત્યારે તેનું જાહેર થવું લોકોમાં વધારે મશહૂર ન થશે.

તે પછી ફરી પાછો તે ઈસ્બહાનના એક સ્થળ યહૂદિય્યહથી જાહેર થશે અને ત્યાં પહોંચીને તેની ખ્યાતી અને સંખ્યાબળમાં વધારો થશે, તે ચારેય તરફ ફિત્નો પેદા કરશે. દજ્જાલના જાહેર થવાના સ્થાન બાબતમાં હદીસોમાં વિવિધ સ્થળોનું વર્ણન મળે છે.

શામ અને ઈરાકની મધ્ય ઘાટી, ખુરાસાન, હવઝ અને કિરમાન અને ઈસ્બહાનનું વર્ણન આવે છે.

સહીહ મુસ્લિમની રિવાયતમાં શામ અને ઈરાકની મધ્ય ઘાટીનું વર્ણન છે.

"દજ્જાલ શામ અને ઈરાકની મધ્ય ઘાટીથી જાહેર થશે."

(મુસ્લિમ શરીફ : ૨/૪૦૧–હદીસ નંબર–૨૯૩૮)

'અલ ફત્હુર્રબ્બાની'માં હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિયલ્લાહુ અન્હુ)ની એક રિવાયતમાં ખુરાસાનનો ઉલ્લેખ છે.

"દજ્જાલ પૂર્વમાં ખુરાસાનથી જાહેર થશે."

(અલ ફત્હુર્રબ્બાની : ૨૪/૭૨)

'અલ ફત્હુર્રબ્બાની'માં હઝરત અનસ બિન માલિક (રદિ.)થી ઈસ્બહાનનો ઉલ્લેખ આવ્યો છે.

"દજ્જાલ ઈસ્બહાનના સ્થળ યહૂદિય્યહથી જાહેર થશે."

(અલ ફત્હુર્રબ્બાની : ૨૪/૭૩)

'અલ ફત્હુર્રબ્બાની' માં જ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી હવઝ અને કિરમાનનો ઉલ્લેખ આ પ્રમાણે મળે છે.

“દજ્જાલ હવઝ વ કિરમાનમાં ઊતરશે.”

(અલ ફત્હુર્રબ્બાની : ૨૪/૭૩)

ઉપરની રિવાયતોમાંથી પહેલી ત્રણ રિવાયતો સહીહ છે. અલબત્ત, ચોથી રિવાયતમાં રાવી (રિવાયત કરનાર) ઈબ્ને ઈસ્હાક મુદલ્લિસ હોવાથી કમજોર જણાય છે.

## રિવાયતોના મતભેદનું સમાધાન

હવે રિવાયતોમાં મતભેદનું સમાધાન આ રીતે શક્ય છે.

✦ દજ્જાલ સૌ પ્રથમ ઈરાક અને શામ (સીરિયા)ની મધ્ય ઘાટીમાં પ્રગટ થશે; પરંતુ ત્યારે તે પ્રખ્યાત નહિ થશે, કારણ કે તેના સહાયકો અને મદદગારોની મોટી જમાઅત યહૂદિય્યહ નામના સ્થળે તેનો ઈન્તિઝાર કરતી હશે.

✦ તે પછી તે ખુરાસાનમાં આવેલા ઈસ્બહાન નામના સ્થળે આવેલી એક વસ્તી યહૂદિય્યહ જઈને પોતાના સમર્થકો અને સહાયકોની સાથે આખી દુનિયાનો પ્રવાસ કરશે અને એ જ મકસદથી તે હવઝ વ કિરમાનમાં પડાવ નાખશે. હદીસમાંના શબ્દો “હવઝ વ કિરમાન”થી માલૂમ થાય છે કે આ તેના થોભવાની જગા હશે અને આ વખતે તેનું જાહેર થવું અને તેની બુરાઈ આખી દુનિયામાં મશહૂર થઈ જશે.

## દજ્જાલનો આખી દુનિયાનો દવરહ

હવે દજ્જાલ આખી દુનિયાનો તોફાની દવરહ કરશે. માત્ર ૪૦(ચાલીસ) દિવસ દુનિયામાં રહેશે. એક દિવસ એક વરસના

બરાબર, બીજો દિવસ એક મહિનાના બરાબર અને ત્રીજો દિવસ એક સપ્તાહ–અઠવાડિયાના બરાબર હશે. બાકીના દિવસો નિયમ પ્રમાણે હશે. દજ્જાલના અધિકતર અનુયાયીઓ યહૂદી હશે.

## મુસલમાનો ક્યાં હશે ?

હઝરત મહદી (રદિ.) દમિશ્ક પહોંચીને જોર અને શોરથી જંગની તૈયારીઓ શરૂ કરી દેશે; પરંતુ પરિસ્થિતિ સંપૂર્ણ દજ્જાલને અનુરૂપ હશે, કારણ કે તેની પાસે જબરદસ્ત ભૌતિક શક્તિ હશે.

હઝરત મહદી (રદિ.) અને આપને ચાહનારાઓ દમિશ્કમાં રહીને જંગની તૈયારીઓમાં મશગૂલ હશે. સામાન્ય રીતે આપ અને આપના સાથી જામિઅ ઉમવીમાં નમાઝ અદા કરશે.

આ ફિત્નાથી ભરપૂર જમાનામાં મોમિનો ઉર્દૂન (જોર્ડન) અને બયતુલ મુકદસ (જેરૂસલેમ)માં ભેગા થઈ જશે. મુસલમાનો પ્રથમ ઉર્દૂન (જોર્ડન)ની એક વાદી 'ઉફય્ક'માં એકત્રિત થઈ જશે.

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૧૫/૧૩૧)

કેટલીક રિવાયતોથી તો અહીં સુધી જાણવા મળે છે કે, તે જમાનાના અલ્લાહ તઆલા અને કયામત પર ઈમાન લાવનારા બધાં જ લોકો લગભગ ઉર્દૂન (જોર્ડન)ની તે વાદીમાં મવજૂદ હશે.

(કન્ઝુલ ઉમ્માલ : ૧૪/૩૧૫–હદીસ નંબર–૩૮૭૯૧, મુસ્તદરક લિલ હાકિમ : ૪/૫૩૭–હદીસ નંબર–૮૫૦૭)

મુસલમાનો છેવટે બયતુલ મુકદસ (જેરૂસલેમ)ના એક પહાડ 'જબલુદુખાન' પર એકત્ર થશે.

## NßÔ,G NIDxS 5CMRLG D;,DFGMG 3ZL ,J

બીજી તરફ દજ્જાલ આખી દુનિયામાં હંગામો મચાવીને દમિશ્ક પહોંચશે અને પહાડની તળેટીમાં પડાવ નાખીને મુસલમાનોની એક જમાઅતને ઘેરી લેશે.

“લોકો મુલ્કે શામમાં જબલે દુખાનની તરફ ભાગી નીકળશે, ત્યારે દજ્જાલ ત્યાં આવીને તેમને ઘેરી લેશે અને તેમને સખત મુશ્કેલીમાં મૂકી દેશે.”

(અત્તઝકિરતુલ લિકુર્તબા : ૭૫૪, અહમદ : ૩/૩૧૭,૩૧૮)

આ ઘેરાના કારણે મુસલમાન સખ્ત મુશ્કેલી, ભૂખ અને ફાકામાં સપડાઈ જશે. અહીં સુધી કે કેટલાક લોકો પોતાની કમાનની તાંત (ચામડાંની દોરી) પણ સળગાવીને ખાવા માટે મજબૂર થઈ જશે.

જયારે દજ્જાલનો આ ઘેરો ઘણો લાંબો સમય ચાલશે તો મુસલમાનના અમીર (હઝરત મહદી રદિ.) તેમને કહેશે : “હવે આ માથાભારે લોકો સાથે જંગ કરવા દ્વિધામાં શા માટે પડયા છો ?”

ખુલાસો એ કે તેઓ તેમને વિજય અથવા શહાદત માટે તૈયાર કરશે. લોકો (મુસલમાનો) ફજરની નમાઝ બાદ આ નિર્ણાયક જંગનો દૃઢ નિર્ધાર અને સંકલ્પ કરી લેશે.



## હઝરત ઈસા (અલયહિસ્સલામ)નું ઊતરવું

એ રાત ઘણી ઘનઘોર હશે. લોકો જંગની તૈયારીઓમાં પ્રવૃત્ત હશે. એ સવારે અંધારામાં મુસલમાન ફજરની નમાઝની તૈયારી કરી રહયા હશે. હઝરત મહદી (રદિ.) ફજરની નમાઝ પઢાવવા માટે આગળ વધી ચૂકયા હશે અને નમાઝની ઈકામત પણ કહી દેવામાં આવી હશે.

અચાનક કોઈનો અવાજ આવશે : ‘‘તમારો ફરિયાદ સાંભળનાર ન્યાયકર્તા આવી પહોંચ્યો.’’ લોકો આમ–તેમ નજર દોડાવશે, તો તેમની નજર હઝરત ઈસા અલયહિસ્સલામ પર પડશે. તેઓ બે પીળી ચાદરો લપેટીને, બે ફરિશ્તાઓના ખભા ઉપર હાથ મૂકીને, દમિશ્કની જામિઅ મસ્જિદના સફેદ મીનારા પર ઊતરશે. હઝરત ઈસા અલયહિસ્સલામ સીડી મંગાવીને મીનારાથી (નીચે) ઊતરશે.

‘અત્તઝકિરહ’માં પૃષ્ઠ ૭૦૨ ઉપર લખ્યું છે :

‘‘અલ્લાહ તઆલા ઈસા બિન મરયમ (અલયહિસ્સલામ)ને પૂર્વિય દમિશ્કના સફેદ મીનારા પર ઊતારશે. તેમણે બે ફરિશ્તાઓની પાંખો (ખભાઓ) પર પોતાના બન્ને હાથ મૂકેલા હશે.’’

જે જમાઅત પર આપ ઊતરશે તે તત્કાલિન જમાનાના સાલેહતરીન (સર્વોત્તમ સદાચારી) સ્ત્રી–પુરુષોની જમાઅત હશે. (એક રિવાયતમાં તેમની સંખ્યા આઠ સો (૮૦૦) મર્દ અને ચાર સો (૪૦૦) અવરતો બતાવવામાં આવી છે.)



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

‘‘ઈસા બિન મરયમ (અલયહિસ્સલામ) એવા આઠ સો (૮૦૦) મર્દ અને ચાર સો (૪૦૦) અવરતોની વચ્ચે નાઝિલ થશે, જેઓ તે વખતે ધરતી પર બેહતરીન લોકો હશે અને પાછળના (ભૂતકાળના) દૌરના સાલિહીન (નેક લોકો)ના સમાન દરજજાના હશે.’’

(કિતાબુત્તઝકિરહ : ૭૬૨, કન્ઝુલ ઉમ્માલ–હદીસ નંબર–૩૮૮ ૬૩)

## GDFhGL >DFDT IJØ IZJFI TMDF TOFJT

(૧) હઝરત મહદી (રદિ.) હઝરત ઈસા (અલયહિસ્સલામ)ને

ઈમામતના માટે બોલાવશે અને નમાઝ છોડીને પાછળ હટવા લાગશે તો હઝરત ઈસા અલયહિસ્સલામ તેમની પીઠ ઉપર હાથ મૂકીને તેમને ફરમાવશે : ''તમે જ નમાઝ પઢાવો ! કારણ કે એની ઈકામત તમારા માટે કહી દેવામાં આવી છે.''

તાત્પર્ય એ કે, આપ (અલયહિસ્સલામ) ઈમામતથી ઈનકાર ફરમાવી દેશે અને કહેશે કે : ''એ આ ઉમ્મતનું સન્માન છે કે એના કેટલાક લોકો કેટલાકના અમીર છે.''

અબૂ ઉમામહ (રદિ.)થી મરફૂઅન રિવાયત છે :

''જેથી તે વખતની નમાઝ હઝરત મહદી (રદિ.) જ પઢાવશે અને હઝરત ઈસા (અલયહિસ્સલામ) પણ એ નમાઝ તેમની ઈક્તિદામાં અદા કરશે.'' (ઈબ્ને માજહ—હદીસ નંબર : ૪૦૭૭)

(૨) આ સ્થાને આ પણ યાદ રહે કે નમાઝની ઈમામત બાબતમાં મજકૂર રિવાયતની વિરુદ્ધ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી ઈસા અલયહિસ્સલામની ઈમામતનું વર્ણન પણ મળે છે.

''ઈસા બિન મરયમ લોકોની ઈમામત ફરમાવશે.''

(મુસ્લિમ શરીફ : ૨/૩૯૨—હદીસ નંબર—૨૮૯૭)

## રિવાયતોના તફાવતનું નિરાકરણ

❖ આ રિવાયતોનો તફાવત દૂર કરતાં અલ્લામા કશ્મીરી (રહ.) ફરમાવે છે : ''પહેલી નમાઝ હઝરત ઈસા (અલયહિસ્સલામ) હઝરત મહદી (રદિ.)ની પાછળ પઢશે, કારણ કે એની ઈકામત તેમના જ માટે કહેવામાં આવી હતી.'' (ફયઝુલ બારી : ૪/૪૬,૪૭)

❖ 'આરિઝતુલ અહવઝી'માં છે : ''ઈસા (અલયહિસ્સલામ)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીન અને શરીઅતની સામે વિનમ્રતા અને તાબેદારીના માટે મુસલમાનોના ઈમામની પાછળ નમાઝ અદા કરશે અને આ પણ કારણ છે કે, નસારા (ઈસાઈ) પોતે આ વાતનું અવલોકન કરી લે અને તેમના પર હુજ્જત (દલીલ) કાયમ થઈ જાય.'' (આરિઝતુલ અહવઝી : ૯/૭૮)

❖ અલ્લામા ઈબ્ને હજર અસ્કલાની (રહ.) લખે છે : ''હઝરત ઈસા અલયહિસ્સલામના આ ઉમ્મતના એક શખ્સની પાછળ નમાઝ અદા કરવામાં આ વાતની સ્પષ્ટ દલીલ છે કે આ ધરતી અલ્લાહ તઆલાના અહકામને કાયમ કરનારાઓથી કદાપિ ખાલી નહિ થશે. જો કે આ બનાવ એવા આખરી યુગનો છે, જે કયામતથી બિલકુલ નજીક છે. (ફત્હુલ બારી : ૬/૬૧૧)

પરંતુ આ પ્રથમ નમાઝ પછી હઝરત ઈસા (અલયહિસ્સલામ) પોતે ઈમામત કરવા લાગશે અને હઝરત મહદી (રદિ.) તેમની ઈકતિદા–અનુસરણ કરશે.

❖ આ જ બાબત હઝરત કઅબ (રદિ.)ની રિવાયતથી સાબિત થાય છે.

''લોકો જોઈ રહયા હશે કે ઈસા બિન મરયમ (અલયહિસ્સલામ) ઊતરી રહયા છે. બરાબર તે જ વખતે જમાઅત ઊભી થઈ રહી હશે અને મુસલમાનોના ઈમામ હઝરત મહદી (રદિ.) પાછળ હટવા લાગશે, તો ઈસા (અલયહિસ્સલામ) ફરમાવશે કે,

''આપ આગળ વધીને નમાઝ પઢાવો, આપના જ માટે તકબીર કહી દેવામાં આવી છે.

તો તે શખ્સ (અર્થાત્ હઝરત મહદી રદિ.) તે નમાઝ પઢાવશે,

તેના બાદ હઝરત ઈસા (અલયહિસ્સલામ) જ ઈમામ રહેશે.''

(અલ ફિતન : ૩૯૩–હદીસ નંબર : ૧૩૩૬)

❖ મુલ્લા અલી કારી (રહ.) પોતાની કિતાબ 'શર્હુલ ફિકહિલ અકબર'માં લખે છે :

''સહીહ વાત એ જ છે કે (પ્રથમ નમાઝ બાદ) હઝરત ઈસા (અલયહિસ્સલામ) ઈમામ થશે અને હઝરત મહદી (રદિ.) તેમની ઈક્તિદા–અનુકરણ કરશે.'' (શર્હુલ ફિકહિલ અકબર : ૧૩૮)

હર હાલતમાં ફજરની નમાઝ બાદ લાંબી ચર્ચા અને મશ્વરહ થશે. તે પછી દજ્જાલ અને તેના અનુયાયીઓ સાથે જંગનો સિલસિલો શરૂ થશે.



## દજ્જાલ અને તેના અનુયાયીઓ કતલ થશે

દજ્જાલ જ્યારે હઝરત ઈસા (અલયહિસ્સલામ)ને જોશે તો ગભરાઈને ભાગવા માંડશે. લગભગ સિત્તેર હજાર (૭૦,૦૦૦) યહૂદી તેની સાથે હશે.

દજ્જાલ દમિશ્કથી નીકળીને ઈસ્રાઈલ (ISRAIL)ની તરફ ભાગશે.

ઉફીકની ઘાટીથી પસાર થશે અને લુદ શહેરમાં ઘૂસવા ચાહશે તો હઝરત ઈસા (અલયહિસ્સલામ) તેની નજીક પહોંચી જશે.

દજ્જાલની હાલત એ હશે કે જો હઝરત ઈસા (અલયહિસ્સલામ) કંઈ ન કરે તો પણ મીઠાની જેમ પીગળીને ખતમ થઈ જાય; પરંતુ હઝરત ઈસા (અલયહિસ્સલામ) પોતાના હથિયાર વડે તેને કતલ કરશે. સાથે દજ્જાલના મદદગાર યહૂદીઓને પણ કતલ કરવામાં આવશે.

# વિશ્વ વિજય

હઝરત ઈસા (અલયહિસ્સલામ) અને હઝરત મહદી (રદિ.) દજ્જાલના કતલ થવા બાદ દુનિયાના બાકીના પ્રદેશોની ફતેહ (અર્થાત્ વિશ્વ વિજય) તરફ ધ્યાન કેન્દ્રિત કરશે અને આખી દુનિયામાં ઈસ્લામની સ્થાપના કરશે. અલ્લાહ તઆલા ઈસ્લામને દરેક રીતે ગાલિબ ફરમાવશે, વર્ચસ્વ આપશે.

અને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તે ભવિષ્યવાણી પૂરી થશે, જેના તરફ નીચેની હદીસમાં ઈશારો છે :

હઝરત મિકદાદ (રદિ.) થી રિવાયત છે, તેમણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એ કહેતા સાંભળ્યા કે,

''ધરતીના પટ પર કોઈ પાકું અને કાચું મકાન બાકી નહિ રહેશે; પરંતુ એ કે અલ્લાહ તઆલા તેમાં ઈસ્લામનો કલિમહ દાખલ કરશે. કોઈને ઈઝઝત આપીને અને કોઈને ઝિલ્લત આપીને, હર હાલતમાં અલ્લાહ તઆલાને જેને ઈઝઝત આપવી હશે તેને આપોઆપ મુસલમાન થવાની તૌફીક આપશે અને જેને ઝલીલ કરશે તે પણ છેવટે દીન (ઈસ્લામ)ને અપનાવી લેશે. ત્યારે દીન સમગ્ર રીતે અલ્લાહ તઆલાનો જ થઈ જશે.''

(અહમદ : ૩૯/૨૩૬—હદીસ નંબર : ૨૩૮૧૪)

# હઝરત મહદી (રદિ.)ના કામો અનુક્રમ પ્રમાણે

સારાંશ કે હઝરત મહદી (રદિ.) જાહેર થયા પછી :

❖ સાત (૭) વરસ સુધી ઈસાઈઓની સાથે વિવિધ જંગોમાં

મશગૂલ થશે,

❖ આઠમું વરસ દજ્જાલની સાથે મુકાબલો કરવામાં વીતશે,

❖ નવમું વરસ હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના સંગાથમાં વીતશે,

❖ તે વખતે આખી દુનિયામાં ઈમાન અને ઈમાનની વસંતઋતુ હશે,

❖ ભૌતિક સંપત્તિની પણ વિપુલતા હશે,

❖ દજ્જાલના કતલ થવા બાદ હઝરત મહદી (રદિ.) હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના સંગાથમાં વિવિધ પ્રદેશોમાં દૌરહ ફરમાવશે અને જે લોકોને દજ્જાલના કારણે કષ્ટો પહોંચ્યા હતા તેમને સવાબની બશારત અને સાંત્વન પણ આપશે અને ભેટ–સોગાતના વડે તેમના દિલોને સંતોષિત કરી દેશે.



## હઝરત મહદી (રદિ.)ની વફાત

હઝરત મહદી (રદિ.)ની વફાતની બાબતમાં પ્રબળ વાત તો એ જ છે કે, આપ (રદિ.) કોઈ જંગમાં શહીદ થશે નહિ. અલબત્ત, આપ (રદિ.)ના જાહેર થવાના નવમા વરસે અર્થાત્ (એક મત પ્રમાણે) કુલ ઓગણ પચાસ (૪૯) વરસની ઉંમરમાં આપ (રદિ.)ની વફાત થશે; પરંતુ એ વફાત કયા શહેરમાં થશે અને કયાં દફન થશે એનું વર્ણન મળતું નથી.

સુનને અબૂ દાવૂદમાં માત્ર આટલું છે કે :

''આપ (રદિ.)નો ઈન્તિકાલ થશે અને મુસલમાન આપની

જનાઝાની નમાઝ અદા કરશે.''

(અબૂ દાવૂદ : ૨ /૫૮૯–હદીસ નંબર :૪૨૮૨)

અલ્લામા અનવરશાહ કશ્મીરી (રહ.) 'અલ ઉર્ફૂશ્શઝી'માં ફરમાવે છે :

''હઝરત મહદી (રદિ.) મુસલમાનોની ઈસ્લાહના હેતુથી અલ્લાહ તઆલા તરફથી મોકલવામાં આવશે, જેથી હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના નાઝિલ થવા બાદ હઝરત મહદી (રદિ.) દુનિયાથી આખિરતની તરફ રહલત કરી જશે (અર્થાત્ વફાત પામશે).'' (અલ ઉર્ફુશ્શઝી : ૨/૪૭)

સ્પષ્ટ એ જ છે કે, આપ (રદિ.)ની જનાઝાની નમાઝ હઝરત ઈસા (અલયહિસ્સલામ) પઢાવશે.

આ વાત તો નિર્વિવાદ છે કે, હઝરત મહદી (રદિ.) જાહેર થયા પછી દુનિયામાં લગભગ નવ વરસ રહેશે. અલબત્ત, જાહેર થશે ત્યારે આપની ઉંમર ચાલીસ (૪૦) વરસ હશે.

આ વાત વિવિધ કિતાબોમાં લખેલી તો છે; પરંતુ અમને સહીહ રિવાયતમાં મળી શકી નથી. અલબત્ત, કેટલીક કમજોર રિવાયતોમાં નિર્ધારિત ઉંમર મળે છે.

હઝરત અબૂ નઈમ (રદિ.)થી મરફુઅન નકલ થયું છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી એક શખ્સે (આખિર જમાના વિશે) પૂછયું કે, ''ત્યારે લોકોના ઈમામ કોણ હશે ?''

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

''મારી અવલાદમાંથી મહદી નામના શખ્સ થશે, જે ત્યારે (ચાળીસ) ૪૦ વરસના હશે.'' (અલ હાવી : ૨/૬૬)

# હઝરત ઈસા (અલૈ.)નું ટૂંકું જીવન ચરિત્ર

❖ હઝરત મહદી (રદિ.)ની વફાત બાદ હુકૂમતનું સંપૂર્ણ સંચાલન હઝરત ઈસા (અલયહિસ્સલામ) સંભાળશે.

❖ હઝરત ઈસા (અલયહિસ્સલામ) ચાલીસ(૪૦) વરસ દુનિયામાં રહેશે.

❖ આપ (અલયહિસ્સલામ) શાદી પણ કરશે અને અવલાદ પણ થશે.

❖ આપના જમાનામાં યાજૂજ અને માજૂજનો બનાવ પણ બનશે.

❖ છેવટે મુકઅદ નામના એક શખ્સને પોતાનો જાનશીન બનાવીને દુનિયાથી તશરીફ લઈ જશે અર્થાત્ દુનિયામાં આવવા બાદ આપની વફાત થશે.

❖ રવઝ—એ અકદસમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નજીક દફન કરવામાં આવશે.

❖ તે પછી કયામતની છેલ્લી નિશાનીઓ જાહેર થશે.



હઝરત કઅબ (રદિ.) ફરમાવે છે કે, હઝરત ઈસા (અલૈ.) દુનિયામાં ચાળીસ (૪૦) વરસ રહેશે. તેઓ કોઈ કબીલાની અવરતથી નિકાહ કરશે. તે ઓરતથી તેમને બે પુત્રો પણ થશે, જેમના નામ મુહમ્મદ અને મૂસા હશે. આપ (અલયહિસ્સલામ)ના સંગાથમાં

લોકો ભલાઈમાં અને ભલાઈના જમાનામાં રહેશે. એ ચાલીસ (૪૦) વરસની મુદ્દત હશે. તે પછી અલ્લાહ તઆલા હઝરત ઈસા (અલયહિસ્સલામ)ની રૂહ કબ્ઝ ફરમાવી લેશે. આ રીતે હઝરત ઈસા (અલયહિસ્સલામ)ને પણ મૌત આવી જશે. તેઓ હુજરએ મુબારકમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બાજુમાં દફન થશે. ઉમ્મતના નેક લોકો પણ આ દુનિયાથી વિદાય થઈ જશે અને દુરાચારી લોકો બાકી રહી જશે.

(અત્તઝકિરતુ લિલ કુર્તુબી : ૭૬૩)

આ બાબતમાં તવરાતની એક આયત હઝરત અબ્દુલ્લાહ બિન સલામ (રદિ.)થી નકલ થયેલી છે :

અમે તવરાતમાં લખેલું જોયું કે : ''ઈસા બિન મરયમ (અલૈ.) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બાજુમાં દફન થશે.''

(અલ ફિતન : ૩૯૫—હદીસ નંબર ૧૩૩૮)

હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના દુનિયામાં ચાલીસ (૪૦) વરસ જીવંત રહેવા વિશે 'મુસ્નદે અહમદ' અને 'મુસન્નફુ અબ્દિર્રઝઝાક'માં પણ રિવાયતો નકલ થયેલી છે.

હઝરત આઈશહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

''દજ્જાલના જાહેર થવા બાદ હઝરત ઈસા (અલયહિસ્સલામ) ઊતરશે, તેઓ દજ્જાલને કતલ કરશે. પછી ધરતી પર ચાલીસ (૪૦) વરસ સુધી ન્યાયી ઈમામ અને ઈન્સાફકર્તા હકમ (પંચ, નિર્ણાયક) બનીને રહેશે.''

(મુસ્નદે અહમદ—હદીસ નંબર : ૨૪૪૬૭, ઈબ્ને અબી શયબહ : ૧૫/૧૩૪)

હઝરત અબૂ હુરયરહ (રદિ.) કહે છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

''ઈસા બિન મરયમ આસમાનથી ઊતરીને દજ્જાલને કતલ કરશે અને ચાલીસ (૪૦) વરસ સુધી લોકોમાં કિતાબ અને સુન્નતને લાગુ કરશે. તે પછી તેમની વફાત થશે. લોકો બની તમીમના મકઅદ નામના એક શખ્સને તેમના ઉત્તરાધિકારી બનાવી દેશે, ત્રણ (૩) વરસના ટૂંકા સમયમાં જ લોકોના સીનાઓમાંથી અને કિતાબોમાંથી કુર્આને કરીમ ઊઠાવી લેવામાં આવશે.''

(અલ હાવી : ૨ / ૩૨)



GMW 0 હઝરત ઈસા (અલયહિસ્સલામ), તેમનું સંપૂર્ણ જીવન, દુનિયામાં તેમનું ફરીથી ઊતરવું, દજ્જાલને કતલ કરવું વગેરે જાણવા માટે અમારી બીજી કિતાબ :''નુઝૂલે ઈસા વાંચો..

છેવટે જ્યારે અલ્લાહ તઆલાને કયામત કાયમ કરવી હશે તો એક એવી ખુશગવાર હવા ચાલશે, જે તમામ મુઅમિનોની રૂહોને કબ્ઝ કરી લેશે અને દુનિયામાં કોઈ ઈમાનવાળો બાકી ન રહેશે.

તે પછી બાકી રહેલા બદતરીન લોકો પર કયામત વાકેઅ થશે અને સૂર ફૂંકી દેવામાં આવશે.

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન અલ આસ (રદિ.)થી રિવાયત છે કે, ''અલ્લાહ તઆલા રેશમ જેવી મુલાયમ હવા ચલાવીને તમામ મુસલમાનોની રૂહ કબ્ઝ કરી લેશે, પછી બદતરીન લોકો પર કયામત કાયમ થશે.''

## ChZT DCNL sZINPfGF VIT DCÀJ56 SFZGFDFVM

(૧) આપ (રદિ.) ધરતીને ન્યાય અને ઈન્સાફથી ભરી દેશે, જેમ

કે તે પહેલા જુલમ અને જોરથી ભરેલી હતી. અર્થાત્ આપના વહીવટમાં જુલમ નહિ થશે.

(૨) આપ (રદિ.)નો ન્યાય અને ઈન્સાફ કોઈ પણ ભેદભાવ વગર બધાના માટે સામાન્ય હશે.

(૩) આપ ખિલાફતે રાશિદહની નૂરાની શૈલીની નમૂના રૂપ હુકૂમતની સ્થાપના કરશે.

(૪) આપ ઉમ્મતના દિલોની સફાઈ ફરમાવશે.

(૫) આપના દૌરમાં સમગ્ર ધરતી પર ઈસ્લામનું પ્રભુત્ત્વ પ્રાપ્ત થશે અને ઈસ્લામને સ્થિરતા મળશે.

(૬) તા'લીમ સાર્વજનિક કરશે.

(૭) લોકોને શિર્ક અને બિદઅતોથી પાક (મુક્ત) કરશે.

હઝરત ગંગોહી (રહ.) ફરમાવે છે કે, ''હઝરત મહદી (રદિ.) લોકોના દિલોની સફાઈ કરશે, તેમને ઈલ્મથી આભૂષિત કરશે, તેમને બિદઅતોની ગંદકીઓથી પાક કરશે અને તેમને કામિલ અને મુકમ્મલ (પૂર્ણ–પરિપૂર્ણ) કરશે. (અલ કવકબુદુર્રી : ૨/૫૭)

(૮) આપના જાહેર થવાના સાતમા વરસે દજ્જાલ નીકળશે અને આપ હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના સંગાથમાં તેની સાથે લડાઈ કરશે.

(૯) આપના જમાનામાં ખળીમાં પડેલા અનાજના ઢગલાની જેમ માલ (વિપુલ પ્રમાણ)માં હશે.

(૧૦) આપના જમાનામાં મવેશી (દૂધ, માંસ, ઊન વગેરે માટે ઉપયોગી પશુઓ)ની વિપુલતા હશે.

(૧૧) આપના જમાનામાં આસમાન મુશળધાર વર્ષા વરસાવશે.

(૧૨) આપના જમાનામાં ધરતીમાંથી પુષ્કળ પાક પેદા થશે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે,

''મારી ઉમ્મતના આખરી જમાનામાં મહદી જાહેર થશે, અલ્લાહ તઆલા તેમને તૃપ્ત કરી દેશે. ધરતી પોતાની વનસ્પતિ ઉગાડશે. તેઓ સતત માલ વહેંચશે, મવેશી (દૂધ, માંસ, ઊન વગેરે માટે ઉપયોગી પશુઓ)ની વિપુલતા હશે અને (તે વખતે) ઉમ્મત ઈઝઝતના સ્થાન પર હશે. તેઓ સાત કે આઠ વરસ રહેશે.

( મુસ્તદરક લિલ હાકિમ : ૪/૬૦૧–હદીસ નંબર : ૮૬૭૩)

(૧૩) એટલા પ્રમાણમાં ખુશહાલી હશે કે જીવતાઓને તમન્ના થશે કે, કાશ ! પહેલાના લોકો જેઓ તંગહાલીમાં મરી ગયા તેઓ પણ જીવતા થાત અને આ ખુશહાલીના દશ્યને જોઈ લેત !

હદીસ શરીફમાં આવ્યું છે કે, ''આસમાન પોતાનું એકે એક ટીપું પાણી વરસાવી દેશે અને જમીન પોતાનું સઘળું પાણી બહાર કાઢશે, અહીં સુધી કે (સુખ–સમૃદ્ધિના કારણે) જીવંત લોકો મુર્દાઓના ફરી જીવતા થવાની આરઝૂ કરશે.''

(મુસન્નફુ અબ્દિર્રઝઝાક : ૧૧/૩૭૩–હદીસ નંબર : ૨૦૭૭૦)

(૧૪) આપ (રદિ.) લોકોના દિલોને (પોતાની સખાવત વડે) બેનિયાઝી અને તવંગરીથી ભરી દેશે.

(૧૫) આપ બેહિસાબ (અગણ્ય) માલ વહેંચશે.

(૧૬) કા'બાના દરવાજાની આગળ એક ખજાનો જેને 'રિતાજુલ કા'બહ' કહે છે, તેને કાઢીને મુસલમાનોમાં વહેંચશે.

GW 0 'રિતાજુલ કા'બહ'ની બાબતમાં એક રિવાયત 'મુન્તખબ કન્ઝુલ ઉમ્માલ'માં મવજૂદ છે, એ રિવાયતના વિશે મુફતી નિઝામુદીન શામઝઈ સાહબ (રહ.) નકલ ફરમાવે છે કે, તે સહીહ છે.

(અકીદએ ઝુહૂરે મહદી : ૭૦)

તાઊસ (રહ.)થી રિવાયત છે, તેઓ ફરમાવે છે કે,

ઉમર બિન ખત્તાબ (રદિ.)એ બયતુલ્લાહને અલ વિદાઅ કરી, પછી કહયું : ''ખુદાની કસમ ! મને નથી ખબર કે હું બયતુલ્લાહના ખજાના, તેના હથિયાર અને માલને એમ જ છોડી દઉં કે અલ્લાહ તઆલાના રસ્તામાં વહેંચી દઉં ?''

તો તેમનાથી હઝરત અલી (રદિ.)એ અરજ કરી : ''હે અમીરુલ મુઅમિનીન ! આપ એના ઝિમ્મેદાર નથી, એના ઝિમ્મેદાર તો અમારામાંથી એક કુરૈશી નવજવાન થશે, જે આખરી જમાનામાં તે માલ અલ્લાહ તઆલાના રસ્તામાં વહેંચશે.''

(અલ ફિતન : ૨૮૪–હદીસ નંબર : ૧૦૬૨)

(૧૭) આપ (હઝરત મહદી રદિ.) ગણ્યા વગર બન્ને ખોબા ભરી ભરીને લોકોને માલ આપશે.

(૧૮) ઉમ્મતે મુસ્લિમાને ગૌરવનું ઉચ્ચ સ્થાન હાસિલ થશે.

(૧૯) આપના જમાનાની ખુશહાલી અને આપની નમૂનારૂપ સખાવતને એક રિવાયતમાં આ રીતે બયાન કરવામાં આવી છે :

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે, તેઓ ફરમાવે છે કે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે,

''તમે ખુશ થઈ જાઓ, મહદી(ની બશારત)થી જે મારા ખાનદાનમાંથી હશે, જેનું પ્રાગટ્ય લોકાના મતભેદો અને ધરતીકંપોના દરમિયાન થશે, તે ધરતીને અદલ અને ઈન્સાફથી એવી જ રીતે ભરી દેશે, જેવી રીતે તે (ધરતી) જુલમ અને અત્યાચારથી ભરેલી હતી. આસમાન અને જમીનનો દરેક રહેનારો તેનાથી ખુશ થઈ જશે. તે ઈન્સાફથી માલને ઠીક ઠીક (યોગ્ય રીતે) વહેંચશે. અહીં સુધી કે તે પોતાના મુનાદી (એલાન કરનાર)ને હુકમ આપશે કે, તે એલાન કરે :

''શું કોઈને મારાથી કોઈ જરૂરત છે ?'' ત્યારે તેમની પાસે માત્ર એક જ આદમી આવીને કંઈક માંગશે. તેઓ (હઝરત મહદી રદિ.) કહેશે કે, ''ખજાનચીની પાસે જા, તે તને આપી દેશે.''

તો તે શખ્સ ખજાનચીની પાસે જશે અને કહેશે કે, ''મને મહદીએ આ લાભાર્થે મોકલ્યો છે કે તમે મને કંઈક માલ આપી દો.''

ખજાનચી કહેશે કે, ''તમે પોતે (ખજાનામાંથી જેટલો જોઈએ તેટલો) કાઢી લો !

તે શખ્સ ઉઠાવવાની શક્તિ કરતાં વધારે ભરી લેશે. તે પછી તેને કમ–ઓછો કરતો રહેશે અહીં સુધી કે તે એટલો થઈ જશે કે તેને ઉઠાવી શકે. પછી તે માલ લઈને શરમિંદા થઈ જશે અને (મનોમન) કહેશે :

''હું ઉમ્મતે મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો અત્યંત લોભી શખ્સ છું કે, પૂરી ઉમ્મતને આ માલની તરફ બોલાવવામાં આવી અને મારા સિવાય બધાએ (એને) છોડી દીધો.''

ત્યારે તે એ માલને પરત કરવા ચાહશે તો ખજાનચી કહેશે કે,

''અમે આપેલી વસ્તુઓ પાછી લેતા નથી.'' પછી મહદી (રદિ.) છ, સાત, આઠ અથવા નવ વરસ રહેશે અને એ મુદત બાદ લોકોના માટે જીવંત રહેવામાં ભલાઈ રહેશે નહિ.

## ChZT DCNL sZlNPfGF NFZGM GDGF~5 ;DFH

હઝરત મહદી (રદિ.)ના પ્રતાપી–ભાગ્યશાળી દૌરમાં અલ્લાહ તઆલાનો ઉમ્મતે મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઘણો મોટો ફઝલ આ થશે કે, બધાં હઝરત મહદી (રદિ.)ને સર્વાનુમતે પોતાના સરદાર અને પેશવા સ્વીકારી લેશે અને કોઈને વિરોધ ન હશે અને આપસમાં એકતા અને પ્રેમનું એક અજીબ દષ્ટાંત સ્થાપિત થશે.

દીનાર બિન દીનાર કહે છે : હઝરત મહદી (રદિ.) એવી હાલતમાં જાહેર થશે કે, લોકોની એક્તા તૂટી ગઈ હશે, તેઓ (હઝરત મહદી રદિ.) લોકોની ગમખ્વારી કરશે, કોઈને કોઈના પર અગ્રિમતા નહિ આપશે, મોત સુધી મામલો દુરુસ્ત ફરમાવતા રહેશે, તે પછી (ફરી પાછી) આખી દુનિયા ફિત્ના અને ફસાદથી ભરાઈ જશે.

(અલ ફિતન : ૨૫૪–હદીસ નંબર : ૯૯૫)





# નવમું પ્રકરણ

## કેટલાક મહત્ત્વના બનાવો

મુબારક હદીસોમાં કેટલાક ઘણાં જ મહત્ત્વના બનાવો વર્ણવેલા છે, જે કયામત પૂર્વે આખરી દૌરમાં બનશે; પરંતુ એ હદીસોમાં સ્પષ્ટતા નથી કે, એ બનાવો ક્યારે બનશે. અલબત્ત, બનાવો પર વિચાર કરવાથી તથા મુહદ્દિષીન હઝરાતે જે અંદાઝથી એનું વર્ણન કર્યું છે તે ઉપરાંત, હઝરત મહદી (રદિ.) વિશે ભૂતપૂર્વ માનવંત બુઝુર્ગોથી જે વાતો નકલ થયેલી છે, તેનો અભ્યાસ કરવાથી આ અંદાજો થાય છે કે, એ બધા બનાવો હઝરત મહદી (રદિ.)થી નજીકના જમાનામાં બનશે. એ બનાવો નીચે પ્રમાણે છે :



s!f .ZFS4 .Ò%T VG| XFD 5Z ~DLVM VG| VHDLVM TZOYL ÝITAW

અબૂ નઝરહ (રહ.) ફરમાવે છે કે, અમે જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)ની પાસે હતા. તેમણે કહયું કે, ટૂંક સમયમાં ઈરાકવાળાઓની આ હાલત થઈ જશે કે તેમની પાસે એક કફીઝ (મુટ્ટી) અનાજ અને એક દિરહમ (ચાંદીનો સિક્કો) પણ નહિ આવી શકે. અમે કહયું કે, ''આ પ્રતિબંધ કોના તરફથી લગાવવામાં આવશે ?''

તેમણે ફરમાવ્યું :''અજમીઓ તરફથી.'' થોડા સમય પછી

ફરમાવ્યું : ''ટૂંક સમયમાં શામ (સિરિયા)વાળાઓની આ હાલત થઈ જશે કે તેમની પાસે દીનાર (સોનાનો સિક્કો) અને એક મુદ (તે જમાનાનું એક માપ) જેટલું અનાજ પણ નહિ પહોંચી શકશે.'' અમે કહયું : ''આ પ્રતિબંધ કોના તરફથી હશે?''

તેમણે ફરમાવ્યું : ''રૂમીઓના તરફથી.''

ફરી પાછા થોડો સમય ખામોશ રહયા, તે પછી ફરીથી આપ (રદિ.)એ કહયું કે, ''હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

''મારી ઉમ્મતના આખરી દૌરમાં એક ખલીફા થશે, જેઓ મુટ્ઠી ભરી ભરીને માલ વહેંચશે અને ગણશે નહિ.''

રિવાયત કરનાર ફરમાવે છે કે, મેં અબૂ નઝરહ અને અબૂલ ઊલાથી પૂછયું કે, ''શું આપના ખ્યાલમાં તેઓ ઉમર બિન અબ્દુલ અઝીઝ છે ?'' તો તેમણે કહયું : ''નહીં.''

(મુસ્લિમ શરીફ : ૨/૩૯૫–હદીસ નંબર : ૨૯૧૩)

અલ્લામા તકી ઉસ્માની સાહબ (દામત બરકાતુહુમ) 'તકમિલહ શર્હે મુસ્લિમ'માં કુર્તુબીના હવાલાથી લખે છે કે,

''ઉલમાની એક જમાઅતનો રુજહાન (અભિગમ) એ જ છે કે એના મિસ્દાક (અનુરૂપ) હઝરત મહદી (રદિ.)છે.''

(તકમિલહ ફત્હુલ મુલહિમ : ૬/૩૨૯)

## sZf XFD sl;lZIFf 5Z .;F.VMGL R-F.

કેટલીક કિતાબોથી જાણવા મળે છે કે, શામ (સિરિયા) પર જે ઈસાઈઓની હુકૂમત થશે તે ખયબર સુધી ફેલાયેલી હશે.

## s#f VFZAMGL ;bIF tIFZ YMOL CX VG TVM AIT, DS¡; sH~;,DfGL GÒS EUF YX

કોઈએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પૂછયું કે, ''યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ત્યારે આરબ ક્યાં હશે ? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબ આપ્યો કે, ''તેઓ થોડી સંખ્યામાં બયતુલ મુકદ્દસની પાસે ભેગા થશે.''

(ઈબ્ને માજહ : ૩૦૮–હદીસ નં : ૪૦૭૭)

## s$f DNLGF DGjJZFG AZUATLYL KM0J

લોકો મદીના મુનવ્વરાને બેરગબતી (લાગણી વગર)થી છોડશે, જો સાંભળી લીધું કે ફલાણી જગાએ વાડી અને ખેતીની વિપુલતા અને સસ્તી કિંમત છે તો લોકો મદીના છોડીને ત્યાં ચાલ્યા જશે, જો કે મદીના તેમના માટે બેહતર હશે, પરંતુ જે લોકો મદીનાને છોડીને જશે તો અલ્લાહ તઆલા તેમનાથી બેહતર લોકોને ત્યાં આબાદ ફરમાવશે.

જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી મરફૂઅન રિવાયત છે કે,

''જે લોકો મદીનાને બેરગબતીથી છોડીને જશે, અલ્લાહ તઆલા તેમનાથી બેહતર લોકોને ત્યાં આબાદ ફરમાવશે, જ્યાં કીમતોમાં કમી અને ખાવા–પીવાની વિપુલતા વિશે સાંભળી લેશે, લોકો તે જગ્યાએ ચાલ્યા જશે, જો કે મદીના મુનવ્વરા તેમના માટે બેહતર છે, કાશ ! કે તેમને ખબર હોત.''

(મુસ્તદરક લિલ હાકિમ : ૪/૫૦૧–હદીસ નંબર : ૮૪૦)

## s5f ;MGFGF 5CF0 ÔCZ YJF

ઈમામ મુસ્લિમ (રહ.)એ હઝરત ઉબય બિન કઅબ (રદિ.)થી

રિવાયત નકલ કરી છે કે, મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ ફરમાવતા સાંભળ્યા કે,

''ટૂંક સમયમાં ફુરાત (યુફ્રેટીસ) નદીમાંથી એક સોનાનો પહાડ જાહેર થશે. જ્યારે લોકો તેના વિશે સાંભળશે તો તેને હાસિલ કરવાના માટે નીકળી પડશે. આ જોઈને તે પ્રદેશના રહેવાસીઓ કહેશે કે, ''જો અમે એમ જ છોડી દઈશું તો આ લોકો બધું સોનું લઈ જશે ! (એ પ્રદેશના લોકોના મના કરવા પર તેમની સાથે) એવી ભારે લડાઈ થશે કે તે (લડાઈ કરનારાઓ)માંથી નવ્વાણું ટકા (લોકો) કતલ થઈ જશે.'' (મુસ્લિમ શરીફ : ૨/૩૯૧–હદીસ નંબર : ૨૮૯૫)

એને જ મળતી આવતી એક રિવાયત 'ઈબ્ને માજહ'માં હઝરત સવબાન (રદિ.)થી છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

''તમારા ખજાનાની પાસે ત્રણ માણસો જંગ કરશે અને તે ત્રણેયમાંથી દરેક ખલીફાનો પુત્ર હશે; પરંતુ એ ખજાનો તેઓમાંથી કોઈને પણ મળી શકશે નહિ. તે પછી પૂર્વના તરફથી કાળા ઝંડાઓ જાહેર થશે અને તેઓ તમારી સાથે એવી ખતરનાક જંગ કરશે કે એનાથી પહેલાં કોઈ કોમ તમારી સાથે આવી ઉગ્રતાથી નહિ લડી હશે.''

હઝરત સવબાન (રદિ.) ફરમાવે છે કે, તે પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કોઈ વાત કહી જે મને યાદ ન રહી. પછી ફરમાવ્યું :

''જ્યારે તમે તેમને જુઓ તો તત્કાળ બયઅત કરી લો. ચાહે બરફ પર ઢસડાઈને આવવું પડે, કારણ કે તેઓ યકીનન્ અલ્લાહ તઆલાના ખલીફા મહદી હશે.'' (ઈબ્ને માજહ : ૩૧૦)

'ફત્હુલ બારી'માં હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (રહ.)એ ફરમાવ્યું :

''જો મજકૂર હદીસમાં ખજાનાથી તે ખજાનો મુરાદ છે, જે સોનાના પહાડવાળી રિવાયતમાં છે, તો એ આ વાતની દલીલ છે કે એ બનાવો મહદી (રદિ.)ના જાહેર થવા વખતે બનશે.'' (ફત્હુલ બારી : ૧૩/૮૧)

s&f GO; hlSi IC s5lJ+ VFtDFfGM ST,

મુસન્નફે ઈબ્ને અબી શયબહની એક રિવાયતનો સારાંશ છે કે,

''એક નફસે ઝકિય્યહ (પવિત્ર આત્મા) અર્થાત્ એક જલીલુલ કદ્ર બુઝુર્ગની શહાદત બાદ હઝરત મહદી (રદિ.) જાહેર થશે.''

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૧૫/૧૯૯–હદીસ નંબર : ૧૯૪૯૯)

s*f D; ,DFG VG G;FZFGL VSTF

''સુનને અબૂ દાવૂદ શરીફ''ની એક હદીસમાં વર્ણન છે કે, મુસલમાન રૂમીઓની સાથે મજબૂત સુલેહ (સંધી) કરશે, મુસલમાન અને રૂમીઓ બન્ને સહિયારું લશ્કર ટેકરા અને લીલોતરી જમીન પર પડાવ નાખશે, એક નસરાની (ઈસાઈ) સલીબ (CROSS) ઉઠાવીને કહેશે : ''સલીબ (CROSS)ની બોલબાલા થાવ !

એટલે આ વાત પર એક મુસલમાન ગુસ્સે થશે અને સલીબને તોડી નાખશે. ત્યાર પછી રૂમી ગદ્દારી કરશે અને મોટી જંગ માટે ભેગા થઈ જશે. (અબૂ દાવૂદ : ૨/૫૯૦– હદીસ નંબર : ૪૨૯૨)

GMW o આ રિવાયત ટૂંકમાં સહીહ મુસ્લિમમાં પણ છે.

s(f CHGF INJ;MDF BBFZ HU

એક રિવાયતથી જાણવા મળે છે કે, પવિત્ર ભૂમિ (મિના) પર

હજના દિવસોમાં ખૂંખાર જંગ થશે. અહીં સુધી કે જમરએ અકબહ (શયતાનને કાંકરી મારવાનો છેલ્લો સ્થંભ–થાંભલો) રક્ત રંજિત થઈ જશે.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

''ઝૂ કઅદહના મહિનામાં કબીલાઓની જુથબંધી થઈ જશે, એ જ વરસે હાજીઓમાં લૂંટમારના બનાવો બનશે. મીનામાં એવી જબરદસ્ત જંગ છેડાઈ જશે કે મરનારાઓની સંખ્યા અગણ્ય–બેશુમાર હશે. લોહી એટલું પુષ્કળ વહેશે કે જમરએ અકબહ સુધી પહોંચી જશે ! (અલ ફિતન : ૨૬૭–હદીસ નંબર–૯૯૪)

s)f V|S AlÒ HUGF IJX cD:TNZS CFISDcGL IZJFI TM

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે, ટૂંક સમયમાં ફિત્નો થશે, તેમાં લોકો એવા અલગ થઈ જશે કે, જેવી રીતે સોનું ખાણમાંથી અલગ કરવામાં આવે છે. તમે અહલે શામ (સિરિયાના લોકો)ને બુરું–ભલું ન કહો, તેમના જાલિમોને બુરા કહો, કારણ કે તેમનામાં અબ્દાલ થશે. અલ્લાહ તઆલા શામ (સિરિયા)ના લોકો પર વર્ષા વરસાવશે, જે તેમને ડૂબાડી દેશે. તે (લોકો ડૂબી જવાના કારણે) એવા કમજોર થઈ જશે કે જો શિયાળ પણ તેમનાથી લડે તો તે લોકો પર વર્ચસ્વ મેળવી લે. પછી તે વખતે અલ્લાહ તઆલા હાશમી (અર્થાત્ મહદી)ને મોકલશે, જે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અવલાદમાંથી હશે.

તેમની સાથે ઓછામાં ઓછા બાર હજાર (૧૨,૦૦૦) અને વધારેમાં વધારે પંદર હજાર (૧૫,૦૦૦) સુધીનું લશ્કર હશે.

તેમના લશ્કરનું ચિહ્ન ''અમીત અમીત''નો શબ્દ હશે. તેમનું લશ્કર ત્રણ ઝંડાઓ નીચે લડશે. તેમના સામે મુકાબલા માટે (દુશ્મનોનું લશ્કર) સાત ઝંડાઓ નીચે હશે. દરેક ઝંડાવાળો વર્ચસ્વ (વિજય) મેળવવાની લાલચ ધરાવતો હશે. તેઓ લડશે અને હારી જશે. તે પછી અલ્લાહ તઆલા હાશમી અર્થાત્ મહદીને વિજય આપશે. પછી અલ્લાહ તઆલા લોકોને તેમની (ગુમાવેલી) ઉલ્ફત અને નેઅમત પરત કરશે. પછી લોકો દજ્જાલના જાહેર થવા સુધી એ જ ખુશહાલીમાં રહેશે.

(મુસ્તદરક હાકિમ : ૪/૫૯૬—હદીસ નંબર : ૮૬૫૮)





# દસમું પ્રકરણ

## હઝરત મહદી (રદિ.)ના જાહેર થવાની કેટલીક સર્વ સમજી શકે તેવી નિશાનીઓ

હઝરત મહદી (રદિ.)ના જોહર થવા વિશે અધિકૃત અને બિન અધિકૃત બન્ને પ્રકારની નિશાનીઓ કિતાબોમાં મળે છે, તેમાંથી કેટલીક નિશાનીઓ તો એવી છે કે એક સામાન્ય આદમી પણ નિશાનીઓ જોઈને હઝરત મહદી (રદિ.)ની ઓળખ કરી શકે છે.

અમે અહીં માત્ર બે નિશાનીઓનું વર્ણન કરીએ છીએ :

s!f ;ZHGL ;FY SM. IGXFGLVM pNI

''મહદી (રદિ.) ત્યાં સુધી જાહેર નહિ થશે, જ્યાં સુધી સૂરજની સાથે કોઈ નિશાની ઉદય નહિ પામે.''

(મુસન્નફુ અબ્દિર્રઝઝાક : ૧૧/૩૭૩–હદીસ નંબર : ૨૦૭૭૫)

આ રિવાયતને હઝરત મુફતી નિઝામુદીન શામઝઈ (રહ.)એ વિશ્વાસપાત્ર બતાવી છે. (અકીદએ ઝુહૂરે મહદી : ૫૩)

''અલ ફિતનુ લિ નુઐમ ઈબ્ને હમ્માદ''માં પણ એવી જ એક રિવાયત મળે છે, જે સનદની રૂએ હસન છે.

''મહદી (રદિ.) ત્યાં સુધી જાહેર નહિ થશે, જ્યાં સુધી સૂરજ

નિશાનીરૂપ ન ઊગે.'' (અલ ફિતન : ૨૬૦–હદીસ નંબર : ૯૫૯)

## sZf BZF;FG VG SF/F hOF

હઝરત મહદી (રદિ.)ના જાહેર થવાના સમયના બનાવોમાં ખુરાસાનથી કાળા ઝંડાઓ જાહેર થવાના વિશે પણ ઘણી રિવાયતો વારિદ થયેલી છે, તેમાંથી માત્ર થોડી રિવાયતોને તેની ટૂંકી સિદ્ધાંતિક સમીક્ષા સહિત અહીં નકલ કરી દેવામાં આવે છે.

(૧) હઝરત અલી (રદિ.) થી રિવાયત છે કે,''જ્યારે સુફિયાનીનું લશ્કર નીકળીને કૂફા આવશે ત્યારે તે ખુરાસાનની તલબમાં લશ્કર મોકલશે અને ખુરાસાનવાળાઓ મહદી (રદિ.)ની તરફ જશે. અંતે તે સુફિયાનીનો ભેટો હાશમીઓના કાળા ઝંડાવાળા લશ્કર સાથે હશે, જેના આગળના ભાગમાં શુઅયબ બિન સાલિહ હશે. ત્યારે ત્યાં હાશમી અને સુફિયાનીના લશ્કરોમાં જંગ થશે. હાશમીનું લશ્કર વર્ચસ્વ મેળવશે અને સુફિયાનીનું લશ્કર ભાગી જશે.

''તે વખતે લોકો મહદી (રદિ.)ની તમન્ના કરશે અને તેમની તલાશ કરશે.''

(મુન્તખબ કન્ઝુલ ઉમ્માલ અલા હામિશ મુસ્નદે અહમદ : ૬/૩૩, અલ ફિતન : ૨૧૮–હદીસ નંબરઃ ૮૬૮)

(૨) ''જ્યારે તમે ખુરાસાનની તરફથી કાળા ઝંડાઓ જાહેર થતા જોઈ લો તો તેની તરફ ચાલ્યા જાઓ, એટલા માટે કે તેમાં અલ્લાહ તઆલાના ખલીફા મહદી (રદિ.) હશે.''

(મુન્તખબ કન્ઝુલ ઉમ્માલ : ૬/ ૨૯, અકીદએ ઝુહૂરે મહદી (રદિ.) : ૬૫)

(૩) હઝરત સવબાન (રદિ.) ફરમાવે છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

"તમારા ખજાના પાસે ત્રણ શખ્સ લડશે, તેમાંથી દરેક ખલીફાનો પુત્ર હશે. પરંતુ તે ખજાનો તે ત્રણેયમાંથી કોઈને પણ પ્રાપ્ત નહિ થાય. પછી પૂર્વ તરફથી કાળા ઝંડાઓ જાહેર થશે, તેઓ તમારી સાથે એવી લડાઈ લડશે કે તેનાથી પહેલાં કોઈ કોમે તમારી સાથે એવી લડાઈ નહિ લડી હોય. ત્યાર પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કંઈ કહયું જે મને (રિવાયત કરનારને) યાદ રહી શકયું નહિ."

ત્યાર પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"જયારે તમે તેને જુઓ તો તેનાથી બયઅત થઈ જાઓ, ભલેને તમારે બરફ પર ઢસડાઈને જ તેમની પાસે કેમ ન આવવું પડે. એટલા માટે કે તેઓ અલ્લાહ તઆલાના ખલીફા મહદી (રદિ.) છે. "

(સુનને ઈબ્ને માજહ : ૩૧૦)

(૪) હઝરત સવબાન (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે :

" જયારે તમે ખુરાસાન તરફથી કાળા ઝંડાઓ જાહેર થતાં જુઓ તો તમે તેમની પાસે ચાલ્યા જાઓ, કારણ કે તેમનામાં અલ્લાહ તઆલાના ખલીફા મહદી (રદિ.) હશે."

(મુસ્નદે અહમદ : ૫/૧૭૭–હદીસ નંબર : ૨૨૭૪૬)

આ બાબતમાં અબૂ દાવૂદ શરીફની એક રિવાયત છે, જેમાં ખુરાસાનના એક બાદશાહનું હઝરત મહદી (રદિ.)ની મદદના માટે આવવું આ પ્રમાણે વારિદ થયેલું છે.

(૫) હઝરત હિલાલ બિન અમ્ર (રદિ.)થી રિવાયત છે, તેમણે

ફરમાવ્યું કે, મેં હઝરત અલી (રદિ.)ને આ કહેતા સાંભળ્યા કે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે,

'' માવરાઉન્નહરથી એક શખ્સ નીકળશે, જેને અલ હારિસુ હિરાસ (અલ હારિસ બિન હારિસ) કહેવામાં આવશે. તેના લશ્કરની આગલી હરોળમાં એક શખ્સ હશે જેને મનસૂર કહેવામાં આવશે, તે આલે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એ જ રીતે આશ્રય અથવા પનાહ આપશે જેવી રીતે કુરૈશે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પનાહ આપી હતી, દરેક મો'મિન પર તેની મદદ કરવી વાજિબ છે.''અથવા ફરમાવ્યું કે, ''દરેક મો'મિન પર તેનો હુકમ કબૂલ કરવો વાજિબ છે.''

(અબૂ દાવૂદ : ૩/ ૫૮૯–હદીસ નંબર :૪૨૯૦)

આ સિલસિલામાં શાહ રફીઉદ્દીન સાહબ (રહ.) પોતાની કિતાબ 'અલામાતે કયામાત' પૃષ્ઠ : ૧૧ ઉપર ફરમાવે છે :

''જ્યારે આ ખબર અર્થાત્ હઝરત મહદી (રદિ.)ના જાહેર થવાના સમાચાર ઈસ્લામી દુનિયામાં ફેલાઈ જશે તો ખુરાસાનથી એક શખ્સ, જેના લશ્કરની આગલી હરોળનો સેનાપતિ મનસૂર નામનો શખ્સ હશે, એક ઘણી મોટી ફૌજ લઈને આપની મદદ માટે રવાના થશે, જે રસ્તામાં ઘણા ઈસાઈઓ અને બદદીનોનો સફાયો કરી દેશે.''



# અગિયારમું પ્રકરણ

## કેટલીક મશહૂર અલામતોની ઈલ્મી સમીક્ષા અને તેની તરદીદ (ખંડન)

s!f ChZT DCNL sZlNPfGF ÔCZ YJF 5C,F ZDhFG, DAFZSDF ;ZH VG RFN UC6 0

હઝરત મહદી (રદિ.) ના જાહેર થવા વિશે જે વાતો મશહૂર છે, તેમાંથી એક આ પણ છે કે, જ્યારે આપ (રદિ.) જાહેર થનાર હશે, તેનાથી પહેલાંની રમઝાનુલ મુબારકમાં ચાંદ અને સૂરજને ગ્રહણ લાગશે અને એવો આશ્ચર્યચકિત મામલો આસમાન અને જમીનના સર્જન બાદ કદી બન્યો ન હશે.

હઝરત શાહ રફીઉદ્દીન સાહબ દહેલ્વી (રહ.) લખે છે :

''આ બનાવની નિશાની આ છે કે તેનાથી પહેલાં વીતેલા વરસે રમઝાન મહિનામાં ચાંદ–સૂરજને ગ્રહણ લાગી જશે.''

(અલામાતે કયામત : ૧૦)

આ વાત જે મશહૂર થઈ છે, તેની બુનિયાદ એક રિવાયત છે, જેના શબ્દો આ છે:

''બેશક, અમારા મહદી (રદિ.)ની બે એવી નિશાનીઓ છે, જે આસમાન અને જમીનના સર્જનકાળથી અત્યાર સુધી બની નથી.

(૧) રમઝાનની પહેલી રાતે ચાંદ ગ્રહણ થશે.

(૨) તે જ રમઝાનની મધ્યમાં સૂરજ ગ્રહણ જશે.

અને આ બન્ને નિશાનીઓ આસમાન અને જમીનના સર્જનથી અત્યાર સુધી જાહેર થઈ ન હશે.''

(સુનને દારે કુત્ની : ૨/૪૫–હદીસ નંબર : ૧૭૭૭, ૧/૧૮૮)

## મજકૂર રિવાયતોની ઈલ્મી સમીક્ષા :

આ રિવાયત બાબત સૌથી પ્રથમ આ વાત સારી રીતે સમજી લેવી જોઈએ કે આ રિવાયત હદીસ શરીફ નથી, બલકે મુહમ્મદ બિન અલી (રહ.)નું કથન છે. જ્યાં સુધી કોઈ સ્પષ્ટ દલીલ ન હોય, ત્યાં સુધી એને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ ઠેરવવો એ ઘણો મોટો આરોપ છે, બલકે હદીસ શરીફ :

ઉપરાંત, મુહમ્મદ બિન અલી (રહ.)નું આ કથન સનદની રૂએ અત્યંત અસ્વીકાર્ય અને રદપાત્ર છે.

ccH Xb; DFZF lJX SM. CF, UF bJFA U,T AlFG SZX4 T 5MTFG 9SF6 HCgGDDF AGFJL ,XPcc અનુસાર પોતાનું ઠેકાણું પોતાના હાથે જહન્નમમાં બનાવી લેશે.''

ઉપરોક્ત રિવાયતને લગભગ અનુરૂપ એક રિવાયત શૈખ યૂસુફ અલ મકદિસી (રહ.)ની કિતાબ 'અકદુદુર્રે ફી અખબારિલ મુન્તઝર' અને શીઆઓની કિતાબ 'બશારતુલ અનામ લિ ઝુહૂરિલ મહદી અલયહિસ્સલામ લિલ કાઝિમી''માં પણ છે.

અલબત્ત, આ રિવાયતમાં છે કે,

''સૂરજગ્રહણ મધ્ય રમઝાનમાં અને ચંદ્રગ્રહણ આખરી રમઝાનમાં થશે અને આ બન્ને નિશાનીઓ હઝરત આદમ (અલૈ.)ને જમીન પર ઉતારવા બાદથી આ જ સુધી જાહેર થઈ નથી.''

; DLÙF 0

ઈલ્મે હદીસના નિયમો પ્રમાણે આ રિવાયત પણ સ્વીકારવા લાયક નથી. (ફિકહી જવાહિર, લેખક : મુફતી ઉમર ફારૂક લુહારવી : ૩)

ઉપરાંત, તાર્કિક રીતે પણ જોવામાં આવે તો ઈ. સ. ૧૮૦૧ થી ઈ.સ. ૧૯૦૦ સુધી (એક સદી)ન સમયગાળામાં સૂરજ અને ચાંદ બન્નેનું ગ્રહણ એક સાથે રમઝાનુલ મુબારકમાં પાંચ (૫) વખત થયું છે.

ઉપરાંત, એ જ સિલસિલામાં એક વાત આ પણ ધ્યાન પાત્ર છે કે, ઈ.સ. ૧૮૫૧ થી ઈ.સ. ૧૮૯૫ સુધીના માત્ર પિસ્તાળીસ (૪૫) વરસના ટૂંકા સમયગાળામાં રમઝાનુલ મુબારકમાં જ ત્રણ વાર ગ્રહણની ઘટના ઘટી છે.

તો અનુમાન કરો કે, એનાથી પહેલા તો કેટલીય વખત આ પ્રકારના બનાવો બન્યા હશે.

એટલે રિવાયતમાં જે વાત છે કે, જ્યારથી અલ્લાહ તઆલાએ જમીન અને આસમાનને પેદા ફરમાવ્યા છે, કદી એવો બનાવ બન્યો નથી, એ કેવી રીતે સાચું હોઈ શકે !

માલૂમ થયું કે, તાર્કિક રીતે પણ આ રિવાયત સ્વીકાર્ય નથી.

(નોટ : વિસ્તૃત વિગત માટે ઉપર લખેલા હવાલાનું લખાણ

વાંચવામાં આવે.)

sZf X ChZT DCNL sZINPfGF 5U8 YTL JBT VF;DFGYL SM. VJFH VFJX m

ખાસ હઝરત મહદી (રદિ.)ના વિષયમાં લખવામાં આવેલી ઘણી ઉર્દૂ અરબી કિતાબોમાં હઝરત મહદી (રદિ.)નું જે વર્ણન છે તેમાં આપ (રદિ.)ના જાહેર થવાની એક નિશાની આ પણ વર્ણવેલી છે કે,

જ્યારે હઝરત મહદી (રદિ.) જાહેર થશે ત્યારે આસમાનથી એક અવાજ આવશે.

''આ અલ્લાહ તઆલાના ખલીફા મહદી છે, જેથી એમની તાબેદારી કરો !''



ઉપરાંત, આ વાત આમ લોકોના માટે ચર્ચાતી થઈ ગયેલી છે એટલે એની હેસિયત જાણ વી અત્યંત જરૂરી છે.

આ સિલસિલામાં હદીસની વિવિધ કિતાબોમાં જે રિવાયતો આવેલી છે તેમાંથી કેટલીક નીચે પ્રમાણે છે :

(૧) હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન અલ આસ (રદિ.)થી રિવાયત છે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : ''હઝરત મહદી (રદિ.) એવી હાલતમાં જાહેર થશે કે તેમના માથા પર એક ફરિશ્તો હશે, જે આ નાદ આપશે, ''આ મહદી છે, જેથી એમનું અનુકરણ કરો.''

(મુસ્નદુસ્સામિય્યિન : ૨/૭૧–હદીસ નંબર : ૯૩૫)

(૨) એ જ પ્રમાણે ઈમામ ઈબ્ને અદી (રહ.)એ પણ પોતાની

કિતાબ ''અલ કામિલુ ફી દુઆઈર્રિજાલ''માં કંઈક વિવાદ સાથે હદીસ રિવાયત કરી છે કે, હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન અલ આસ (રદિ.)થી રિવાયત છે,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

''હઝરત મહદી (રદિ.) એ હાલતમાં જાહેર થશે કે તેમના માથા પર વાદળનો એક ટુકડો હશે, જેમાં એક ફરિશ્તો હશે, જે આ નાદ આપશે કે, ''આ મહદી છે, જેથી એમની પેરવી–અનુકરણ કરો.''

(અલ કામિલ : ૬/૫૧૫, ૫૧૬)

ઉપરોક્ત રિવાયતો મુહદ્દિસીનના નજદીક સનદની રૂએ કોઈ પણ પ્રકારે હઝરત મહદી (રદિ.) જાહેર થવાના મહત્ત્વના બનાવની સૌથી મહત્ત્વની નિશાની માટે દલીલરૂપ બની શકતી નથી.

## S8,LS ALÒ JFTM HGF D:TGN sVIWSTf CJF,F D/L XÉIF GYL

હઝરત મહદી (રદિ.)ના મુબારક વર્ણનમાં આપની સામે ઘણી વાતો આવી. કોશિશ આ રહી કે જેટલી વાતો કહેવામાં આવે તે સહીહ હદીસોની રોશનીમાં હોય. અલબત્ત, કેટલીક વાતો એવી છે જેની કોઈ સબળ સનદવાળી રિવાયત મને મળી શકી નથી અથવા કેટલીક વાતો એવી છે, જે અકાબિરના લખાણોમાં તો મવજૂદ છે; પરંતુ મને એ વાતોના અધિકૃત–પ્રમાણભૂત હવાલા મળી શક્યા નથી, એટલે એ વાતોને અલગ રીતે અહીં દર્શાવી દઉં છું.

(૧) હઝરત મહદી (રદિ.) ચકમો આપીને (નજર ચુકાવીને) (મક્કા મુકર્રમાથી ) મદીના મુનવ્વરહ ભાગી જશે.

(૨) હઝરત અલી (રદિ.)થી રિવાયત છે,

" મદીના મુનવ્વરાની તરફ એક લશ્કર મોકલવામાં આવશે, તે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખાનદાનવાળાઓમાંથી જેને જોશે તેને પકડી લેશે અને બની હાશિમની ઘણી સ્ત્રીઓ અને મર્દને કતલ કરી નાખશે ત્યારે મહદી અને મુબયઝ મદીના મુનવ્વરાથી મક્કા મુકર્રમહ તરફ ભાગી નીકળશે.

(મુન્તખબ કન્ઝુલ ઉમ્માલ : ૬/૩૩)

(૩) હઝરત મહદી (રદિ.) એવી હાલતમાં નીકળશે કે તેમના મુબારક માથા પર એક વાદળ છાંયડો કરશે, તેમાંથી એક હાથ નીકળશે અને હઝરત મહદી (રદિ.) તરફ ઈશારો કરશે.

(૪) આસમાનથી અવાજ આવશે : "સાંભળો ! હક–સત્ય મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખાનદાનવાળાઓમાં છે."

(૫) આપ (હઝરત મહદી રદિ.)નું જાહેર થવું મુહર્રમમાં આશુરાની રાતે ઈશા બાદ થશે.

(૬) હઝરત મહદી (રદિ.)ની પાસે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કુર્તા, તલવાર અને ઝંડો હશે. તેના ઉપર લખ્યું હશે : "અલ બય્અતુ લિલ્લાહ."

(૭) આપ (રદિ.)ના ખભામાં નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક નિશાની હશે.

(૮) આપ (રદિ.)ના માટે દરિયાઓ (મોટી નદી) એવી રીતે ફાટી જશે (અર્થાત્ પાણીના વચ્ચે રસ્તો બની જશે) જેવી રીતે બની ઈસ્રાઈલ માટે ફાટી ગયો હતો.

(૯) આપ (રદિ.) એક સૂકી ડાળી જમીનમાં લગાવશે તો તે

તત્કાળ પાંદડા અને ફળોવાળું (મોટું) વૃક્ષ બની જશે.

(૧૧) આપની પાસે એક તાબૂત (શબ પેટી) હશે જેને જોઈને મોટા ભાગના યહૂદીઓ ઈમાન લાવશે.

(૧૨) આપની ઝબાનમાં લુકનત હશે (બોલતી વખતે જીભ થોથવાતી હશે.) જેના કારણે વાત કરતી વખતે તંગ થઈને જાંઘ ઉપર જમણો હાથ મારશે.

બીજી પણ ઘણી વાતો આ વિષયમાં લખવામાં આવેલી કિતાબોમાં વાંચી; પરંતુ એની કોઈ સબળ સનદ નહિ મળવાના કારણે અને લંબાણ થઈ જવાના અંદેશાથી છોડી દેવામાં આવે છે.

ઉપરોક્ત રિવાયતોમાંથી કેટલીક ઝઈફ, કેટલીક મકતૂઅ અને કેટલીક મવઝૂઅ પણ છે; પરંતુ આ વાતો લોકોની ઝબાનો પર ચઢી ગઈ હોવાથી કેટલીક લખી દેવામાં આવી છે.

## કશ્ફ અને ઈલ્હામ

હઝરત મહદી (રદિ.) વિશે ઘણા અકાબિરોથી વિવિધ મુકાશફહ (આત્મ શક્તિ દ્વારા ગુપ્ત વાતોનું જ્ઞાન) નકલ થયેલા છે અને એ વિશેની ઘણી કિતાબોમાં એ દિવ્ય જ્ઞાનને ઘણા મહત્ત્વ સાથે અને વિશિષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

કેટલાક લોકો તો એવા કશ્ફ અને ઈલ્હામને નકલ કરવામાં ઘણી બેકાળજીથી કામ લે છે અને પછી એ આમ જનતામાં મશહૂર થઈ જાય છે અને ધીરે ધીરે લોકો એવા દિવ્ય જ્ઞાનને અધિકૃત વાત સમજી લે છે.

નજીકના ભૂતકાળમાં આપણા અકાબિરોથી પણ કેટલાક કશ્ફો,

ભવિષ્યવાણીઓ અને કથનો નકલ થયેલાં છે, સાચે જ એ વાતો બુઝુર્ગોની છે કે નહીં, એની ચર્ચાથી અલગ રહીને અહીં માત્ર અમુક કશ્ફોની સમીક્ષા રજૂ કરું છું.

## કેટલાક કશ્ફોની સમીક્ષા

હઝરત મહદી (રદિ.) કયા વરસમાં જાહેર થશે, એ બાબતમાં પહેલાં પણ કેટલાક અહલે કશ્ફને મુકાશફહ થયા હતા, જે વખત આવવા પર ગલત સાબિત થયા.

હઝરત મૌલાના મુહમ્મદ યા'કૂબ નાનોત્વી (રહ.) પોતાના એક પત્ર (તારીખ : ૧૨ શવ્વાલ, ૧૨૯૪ હિ.) માં લખે છે :

''કેટલાક અહલે કશ્ફનું ગુમાન (અનુમાન) છે કે આવતી સદી (હિજરી)ની શરૂઆતમાં (હઝરત મહદી રદિ.) અને કયામતની નિશાનીઓ જાહેર થશે.

અને કેટલાકે એમ કહ્યું છે કે, એ જમાનો હજૂ દૂર છે. અલ્લાહ તઆલા (બેહતર) જાણનાર છે. એનાથી આગળની વાત કહેવી નકામી છે. જે અલ્લાહ તઆલા ચાહશે તે થશે.''

(મકતૂબાત વ બયાઝે યા'કૂબી : ૧૧૦)

હઝરત મવલાના મુહમ્મદ યા'કૂબ સાહબ નાનોત્વી (રહમતુલ્લાહિ અલયહિ) પોતાના એક બીજા પત્ર (તારીખ : ૨૪, ઝુલહજજ ૧૨૯૯ હિ.)માં ખ્વાબની તા'બીર બયાન કરતાં લખે છે :

''ઈમામ મહદી (રદિ.)ની મુલાકાત (થાય તો) શું અજબ (વાત) છે ? નસીબ થાઓ, કારણ કે એની નિશાનીઓ ઘણી જાહેર છે અને મકશૂફે અવલિયાના મુતાબિક શું અજબ છે કે, આ સદી (હિજરી)ના

પહેલા અથવા બીજા વરસમાં જાહેર થઈ જાય. અલ્લાહ તઆલા જાણનાર છે. (મકતૂબાત વ બયાઝે યા'કૂબી : ૧૨૯)

ઉપરના પત્રોથી મા'લૂમ થાય છે કે હિજરી ૧૩૦૧ અથવા ૧૩૦૨'માં હઝરત મહદી (રદિ.)ના જાહેર થવાની વાત કેટલાક અહલે કશ્ફ દ્વારા કરવામાં આવી હતી, છતાં હજુ સુધી હઝરત મહદી (રદિ.) જાહેર થયા નથી.

## લોકો પર એ ભેદ અચાનક જાહેર થશે

અવલિયાએ કિરામના કશ્ફોનો વિશ્વાસ તે જ વખતે થઈ શકે છે, જ્યારે કે તે કુર્આને કરીમ, હદીસ, ઈજમાએ ઉમ્મત અને કિયાસે સહીહાના ખિલાફ ન હોય, અને આ મસ્અલો તમામ પુરોગામી અને અનુગામી બુઝુર્ગોમાં સર્વમાન્ય છે. જેમ કે હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ 'ઈર્શાદૂત્તાલિબીન' (કિતાબ)માં લખ્યું છે :

''હઝરત મહદી (રદિ.)ના જાહેર થવા માટે કોઈ વરસ નક્કી કરવું કુર્આને કરીમ અને હદીસના સ્પષ્ટ ફરમાનોના વિરુદ્ધ છે.

આમ, કુર્આન અને હદીસનો તકાઝો આ છે કે, હઝરત મહદી (રદિ.)ના જાહેર થવામાં અલ્લાહ તઆલા શાનુહુ તરફથી જ ગુપ્તતા રાખવામાં આવી છે. એક સમય આવશે કે લોકો પર અચાનક આ ભેદ જાહેર થશે, બલકે આ બાબતમાં એટલી ગુપ્તતા રાખવામાં આવી છે કે ખુદ હઝરત મહદી (રદિ.)ને પણ જાહેર થવા પહેલાં સુધી પોતાના મકામની જાણ ન હશે. (ફિકહી જવાહિર : ૮૪, ૮૫)

## હઝરત મહદી (રદિ.)ના સાથીઓ

તે ખુશનસીબ મુસલમાન જેમને હઝરત મહદી (રદિ.)ના

સંગાથમાં વૈશ્વિક ઈમાની અભિયાનનો મોકો નસીબ થશે, તે હઝરાત વિશે પણ રિવાયતોમાં ઘણી નિશાનીઓ અને ખુશખબરીઓ આવી છે.

(૧) તેમના દિલ આપસમાં જોડી દીધેલા હશે. (અર્થાત્ આપસમાં એક્તા અને ચાહત હશે.)

(૨) હઝરત મહદી (રદિ.)ના સાથીઓ અલ્લાહ તઆલાની નજદીક મહબૂબ હશે અને અલ્લાહ તઆલા તેમની મગફિરત ફરમાવશે.

(૩) તેઓ અલ્લાહ તઆલાના સિવાય કોઈનાથી ડરશે નહિ.

(૪) શરૂઆતના સમયમાં જાહેરી શૌકત અન કુવ્વતના એ'તિબારથી હઝરત મહદી (રદિ.)ના સાથીઓ કમજોર હશે.

(૫) જે ત્રણસો તેર (૩૧૩) હઝરાત પ્રથમ તબક્કામાં આપના હાથ પર બયઅત કરશે તે ખૈરૂલ કુરૂન (સૌથી શ્રેષ્ઠ યુગ) બાદ સૌથી ઊંચા દરજ્જાના ઈમાનવાળા હશે.

(૬) હઝરત મહદી (રદિ.)ના સાથીઓ બાદમાં હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના સંગાથે યહૂદીઓથી આખરી લડાઈમાં શરીક થશે.

(૭) આપ (રદિ.)ના સાથીઓની એક ટુકડી દજ્જાલથી મુકાબલો કરશે.

(૮) કા'બા શરીફ તેમની પનાહગાહ (આશ્રય સ્થાન) હશે.

(૯) ન તેઓ કોઈનાથી વ્યાકુળ થશે અને ન તેઓ કોઈને જોઈને ખુશ થશે, અર્થાત્ તેઓ પોતાની ધૂનમાં લાગેલા હશે.

(૧૦) હઝરત મુહમ્મદ બિન હનફિય્યહ (રહ.)થી રિવાયત છે,

અમે હઝરત અલી (રદિ.)ની પાસે હતા, તો આપ (રદિ.) એ ફરમાવ્યું : સાંભળો ! તે પછી આપે પોતાના હાથ વડે સાતની ગણતરી બતાવી, પછી ફરમાવ્યું : "તેઓ હઝરત મહદી (રદિ.) આખરી જમાનામાં એવા સંજોગોમાં નીકળશે કે જો કોઈ 'અલ્લાહ–અલ્લાહ' કહેશે તો કતલ કરી દેવામાં આવતો હશે.

તે પછી અલ્લાહ તઆલા એક એવી કોમને જમા કરશે, જે વાદળોની જેમ આપસમાં સંલગ્ન થયેલા હશે. અલ્લાહ તઆલા તેમના દિલોને આપસમાં જોડી દેશે. તેઓ કોઈનાથી વ્યાકુળ નહિ થશે, ન કોઈ એવા શખ્સથી ખુશી મહસૂસ કરશે જે તેમના કામમાં શરીક થઈ જાય. અસહાબે બદ્રની સંખ્યા જેટલી સંખ્યામાં હશે. દરજ્જાઓમાં (ખયરુલ કુરૂન સિવાય) ન આગલા લોકો તેમનાથી વધેલા હશે અને ન પાછળના લોકો તેમના સુધી પહોંચશે અને તાલૂતના તે સાથીઓની સંખ્યા જેટલા હશે, જેમણે તેમની સાથે નહેર પાર કરી હતી. (મુસ્તદરક લિલ હાકિમ : ૪/૫૫૪)



S8,FS DCÀJGF DMSFVM 5Z ChZT DCNL sZINPfGF ;FYLVMGM CNL;MDF p<,B

(૧) હઝરત મહદી (રદિ.) જે લશ્કર લઈને મદીના મુનવ્વરાથી મુલ્કે શામ રવાના થશે તે લશ્કરમાં શરીક થનારા (સાથીઓ) તે વખતે દુનિયાના સૌથી અફઝલ મુસલમાન હશે.

(૨) જે હઝરાત મુલ્કે શામમાં શહાદતનો જામ પીશે, તેઓ રિસાલતના દૌરના શહીદોના બાદ સૌથી અફઝલ શહીદ થશે.

(૩) શામની લડાઈઓમાં મુસલમાનોની ઓછી સંખ્યા અને

નસરાનીઓની વિપુલતાના કારણે જે મુસલમાનો ભાગી જશે, અલ્લાહ તઆલા તેમને કદી માફ નહિ કરશે.

(૪) કુસ્તુન્તુનિયહ (ઈસ્તમ્બુલ) ના વિજય વખતે આપનું જે લશ્કર હશે તેના વિશે હદીસ શરીફમાં આવ્યું છે કે, " તેમનો અમીર ખૂબ જ સરસ અમીર હશે (અર્થાત્ હઝરત મહદી રદિ.) અને તે લશ્કર ઘણું જ મુબારક લશ્કર હશે.

(૫) કુસ્તુન્તુનિયાના વિજય બાદ દજ્જાલની અફવા ફેલાશે તો હઝરત મહદી (રદિ.) દમિશ્ક તરફ દજ્જાલની તપાસ કરવા માટે દસ સવારોની એક ટુકડી રવાના ફરમાવશે, તેઓ દુનિયામાં સૌથી અફઝલ લોકો હશે.

## એક મહત્ત્વના સવાલનો જવાબ

શું હઝરત મહદી (રદિ.)ના દૌરમાં આધુનિક વૈજ્ઞાનિક શોધો હશે કે તે પ્રાચીન કાળની પદ્ધતિ પ્રમાણે હશે ?

ઘણાં મુસલમાનોને આ મૂંઝવણ થાય છે કે શું હઝરત મહદી (રદિ.)ના દૌરમાં જમાનો ફરી પાછો પોતાની પ્રાચીન પદ્ધતિ પર આવી જશે ? કે પછી આ તમામ વૈજ્ઞાનિક સંશોધનો આપ (રદિ.)ના જાહેર થવાના સમયે મૌજૂદ હશે ?

આ બાબતમાં ફકીહુલ અસ્ર મુફતી યૂસુફ સાહબ લુધ્યાનવી (રહ.)ને પૂછવામાં આવેલા સવાલ અને તેનો આપેલો જવાબ અહીં રજુ કરું છું.

; JF, 0 દૈનિક સમાચાર પત્ર 'જંગ'માં આપનો લેખ 'અલામાતે કયામત' વાંચ્યો. એમાં કોઈ શક નથી કે આપ દરેક મસ્અલાનો હલ સંતોષકારક રીતે અને કુર્આન અને હદીસના હવાલાથી આપતા રહો

છો. આ લેખ પણ આપની ઈલ્મિયત (વિદ્વતા) સ્પષ્ટ કરે છે; પરંતુ નીચેની બે વાતો સમજમાં નથી આવી :

(૧) પૂરો લેખ વાંચવાથી અંદાજો થાય છે કે હઝરત મહદી (રદિ.) અને હઝરત ઈસા (અલયહિસ્સલામ)ની કાફિરો અને ઈસાઈઓ સાથે જ લડાઈઓ થશે. તેમાં ઘોડાઓ, તલવારો, તીર–કમાન વગેરેનો ઉપયોગ થશે, લશ્કર પ્રાચીન પદ્ધતિ પ્રમાણે જંગના મેદાનમાં સામ સામે થઈને લડશે.

આપે લખ્યું છે કે, ''હઝરત મહદી (રદિ.) કુસ્તુન્તુન્યહ (ઈસ્તમ્બુલ)થી નવ (૯) ઘોડેસવારોને દજ્જાલની તપાસ કરવા માટે શામ (સિરિયા) મોકલશે.'' શું તે જમાનામાં વિમાનો ન હશે ?

વળી, આ કે, ''હઝરત ઈસા (અલયહિસ્સલામ) દજ્જાલને એક ભાલા વડે હલાક કરી દેશે અને યાજૂજ–માજૂજની કોમ પણ જ્યારે ફસાદ બરપા કરવા માટે આવશે તો તેમની પાસે તીર–કમાન હશે.

અર્થાત્ : તે સ્ટેનગન (STAND GUN), રાયફલ (RIFLE), પિસ્તોલ (PISTOL), વિનાશક બૉંબ (EXPLOSIVE BOMBS)નો જમાનો ન હશે. જમીન પર ઈન્સાનના અસ્તિત્ત્વમાં આવ્યા બાદથી વિજ્ઞાન બરાબર પ્રગતિ જ કરી રહયું છે અને કયામતના આવતાં સુધી તો એમાં ભારે નવાઈજનક પ્રગતિ થઈ ચૂકી હશે !

(૨) બીજી વાત એ છે કે આપે લખ્યું છે કે, હઝરત ઈસા (અલયહિસ્સલામ)અલ્લાહ તઆલાના હુકમથી થોડાંક ખાસ આદમીઓ સાથે યાજૂજ–માજૂજની કોમથી બચવાના માટે કોહે તૂરના કિલ્લામાં પનાહ (આશ્રય) લેશે. અર્થાત્ દુનિયાના બાકી કરોડો ઈન્સાનોને જેઓ બધાં મુસલમાન થઈ ગયા હશે, તેમને

